

આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

(૧) રા. ભોળાનાથ પુરૂષોત્તમ ભટ્ટ
વનિતાવિશ્રામ ખાડીયા–અમદાવાદ.

(૨) રા. કરસનજી જીવરાજ મોતીવાળા એન્ડ કું૦
ટીંકવા ચોકી–અમદાવાદ.

(૩) લેખક પાસેથી. ઘીકાંટા, નાની હમામ–અમદાવાદ.

સંવત ૧૯૮૭. પહેલી વાર.
સને ૧૯૩૧. પ્રત ૧૦૦૦



મુદ્રણસ્થાન : ‘વસંત મુદ્રણાલય’
મુદ્રક : ચીમનલાલ ઇશ્વરલાલ મહેતા
ઘીકાંટા રોડ :: અમદાવાદ

# છુટાં ફૂલ



લેખક અને પ્રકાશક:
હિરાલાલ લલ્લુરામ દવે.
ઘીકાંટા, નાનીહમામ-અમદાવાદ



કિંમત ૩ આના.

# પ્રસ્તાવના.

અમદાવાદના વનિતાવિશ્રામની પ્રાથમિક શાળામાં બાળવર્ગમાં ઘણીવાર શ્રી. હિરાલાલભાઈ વર્ગ લેતા હોય, ત્યારે હું ત્યાં જઇ ચઢતી; જ્યારે જાઉં, ત્યારે બહુ સુંદર, પ્રેમાળ દૃશ્ય નજરે પડતું. મધપુડાની આસપાસ જેમ મધમાખીઓ ગુંજે, તેમ હિરાલાલભાઇની ખુરસીની આસપાસ ન્હાનકડી બાલિકાઓનો જમાવ હોય જ ! એકાદ બાલા તો કદાચ 'માસ્તર'ના ખોળામાં પણ ચઢી બેઠી હોય ! તે વખતે ન્હાની બાલિકાઓના હિરાલાલભાઇ કેમ આટલા માનીતા હશે, તે વિશે મને વિચારો આવતા. જેમ જેમ એમનો પરિચય વધતો ગયો, તેમ હું સમજતી ગઈ કે હિરાલાલભાઇને બાલકો ગમે છે, એટલું જ નહિ, પણ તે બાલકનો સ્વભાવ તેમની લાગણીઓ બધું બરાબર સમજી શકે છે.

તેથી જ આ બાલવાર્તાઓ હિરાલાલભાઇ આટલી સફળતાથી લખી શક્યા છે.

'છુટાં ફૂલ'ની વાર્તા઼ઓ સાંભળી ગુજરાતી બાળકોની વાર્તા સાંભળવાની વૃત્તિ ખૂબ સંતોષાશે. વળી આ ચોપડીની

ભાષા એટલી સહેલી અને સાદી છે, કે વાંચતાં શીખેલાં બધાં જ બાળકો આ વાર્તાઓ કોઇની પણ મદદ વગર વાંચી શકશે

આ સંગ્રહમાંની કેટલીક વાર્તાઓ બાળકોને પરિચિત હશે, અને કેટલીક તદ્દન નવી જ હશે. પરન્તુ એક વાર સાંભળેલી, કે વાંચેલી વાર્તા પણ ફરીવાર સરસ રીતે કહેવાય, કે લખાય, તો બીજીવાર પણ છોકરાંઓને તેમાં રસ પડે જ છે, એ જાણીતી વાત છે.

રાજકુમારોનાં પરાક્રમ, નોકરોની મૂર્ખાઇ કે હોંશિયારી, રાજારાણી, સાધુ સંન્યાસી ને યક્ષણીની વીરરસ, હાસ્યરસ કે કરૂણરસથી ભરેલી આ વાર્તાઓ દરેક ગુજરાતી બાળકનાં મન રંજન કરશે, એવી મારી ખાત્રી છે.

અમદાવાદ. }
તા. ૮ : ૮ : ૩૧ } વિનોદિની રમણભાઇ નીલકંઠ.



# નિવેદન.

અમદાવાદ જ્યુપિટર મીલના એજન્ટ, શ્રીયુત્ શેઠ શ્રી ફુલચંદભાઈ મગનલાલ પરિખના સ્વ. પુત્ર ભાઈ રમેશચંદ્રનો, હું ખાનગી શિક્ષક હતો.

મરણ કોઇને છોડતું જ નથી. પરન્તુ ગુલાબના ફૂલને પણ કરમાવે એવાં નાનાં બાળકોપર ક્રૂર કાળનો પંજો વાગે છે, ત્યારે તે બાળકોના પરિચયમાં આવેલાં હૃદયોને દુઃખ થાય છે જ. સ્વ૦ ભાઇ રમેશચંદ્રને માટે પણ તેમજ થયું.

આ દુઃખભરી લાગણીથી પ્રેરાઇ, સ્વ૦ ભાઇ રમેશ તરફના અતિ વ્હાલને લીધે તેની દેહ સમાધિને આ છુટાં ફૂલથી વધાવવાની સ્વાભાવિક ઇચ્છા નું પરિણામ તેજ આ પુસ્તક.

પ્રકાશન ખર્ચમાં જે સદ્‌ગૃહસ્થે મને જે કંઇ સહાય કરી છે, તે બદલ તે ઉદાર સજ્જનનો હું અત્યંત ઋણી છું.

અનેક વ્યવસાય છતાંયે મારા તરફની મમતા ભરી લાગણીથી પ્રેરાઈ શ્રી. વિનોદિની બ્હેને પ્રસ્તાવના લખવાની કૃપા કરી છે. તેમજ પ્રૂફ સુધારવામાં શ્રી. ભોળાશંકર વ્યાસની મદદ પણ ભૂલાય તેવી નથી.

લેખક :

ઘી કાંટા નાની હમામ,
**અમદાવાદ.**
દિવાસો, ૧૯૮૭

**હિરાલાલ લલ્લુરામ દવે.**
મુખ્ય શિક્ષક. પ્રા. સ્કુલ.
વનિતાવિશ્રામ–**અમદાવાદ.**



ચાર આનાની ટીકીટ મોકલનારને આ પુસ્તક
મોકલવામાં આવશે.

# સ્મરણાંજલિ

જગતના પાપપુણ્યના અભેદભાવથી નિર્લેપ, ગુલાબના ફૂલ સમા, આઠ વર્ષ જેટલી કોમળ વયના જે બાલકુમારને ક્રૂર કાળનું ચક્ર લઈ ગયું તે

**સ્વ૦ ભાઇ રમેશચંદ્ર !**

મારા બાળવિદ્યાર્થી તરીકેની સ્નેહભરી યાદમાં, તારા પૂણ્યપનોતા અમર આત્માને આ 'છૂટાં ફૂલ' સપ્રેમ અર્પણ કરૂં છું.

શુભચિંતક,

**હિરાલાલ લલ્લુરામ દવે.**

# વાર્તાઓનો ક્રમ.





# કહ્યાગરો નોકર.

પાનાચંદ નામે એક શેઠ હતા. તેમનો જુનો નોકર દામો ગુજરી જતાં બીજા નોકરની જરૂર પડી. તેથી તેમણે પોતાના મિત્ર રામજીભાઇને કહ્યું, કે એક સારો નોકર લાવી આપો તો ઠીક.

રામજીભાઇએ કહ્યું. પાનાચંદભાઈ, આપને કેવો નોકર જોઇએ છે? બધાં માણસો કાંઇ સરખી બુદ્ધિના નથી હોતા. "જેવો માલ તેવું મૂલ્ય" અક્કલવાળો હશે તો વધારે પગાર આપવો પડશે, અને સાધારણ બુદ્ધિનો ઓછો પગાર લેશે. આપ કહો તેવો માણસ લાવું.

પાનાચંદ શેઠ ઘણા ઝીણા હતા. ઘણી કંજુસાઇ કરતા. તેથી કહે, જુઓ રામજીભાઈ, પૈસાની હમણાં ઘણી ભીડ છે, તેથી સસ્તા પગારમાં સારો નોકર મળે એટલે બસ. આપણું કહ્યું કરે તેવો નોકર હોય તો સારૂં.

રામજીભાઈએ શેઠને લાયક નોકર શોધી આપ્યો. તેનું નામ મેઘો. પાનાચંદ શેઠે તેને મહીને બે રૂપીઆ અને સોળ પાઈ પગાર ઠરાવી પોતાની હજુરમાં નોકર રાખ્યો, ને કહ્યું, કે હું કહું એટલું કામ તારે કરવું.

શેઠને એક દિવસ કંઇ કામ માટે બહારગામ જવાનું થયું. પેલા નોકરને પણ સાથે લીધો. શેઠ ઘોડેસ્વાર થયા. નોકરને પાછળ પાછળ આવવાની સૂચના કરી. અને કહ્યું કે "આગળ ગામ આવે છે, ત્યાં ધર્મશાળામાં હું મુકામ કરીશ, તું ત્યાં આવી મને મળજે." એમ કહી શેઠે ઘોડો હાંકી મૂકયો.

રસ્તે જતાં પાનાચંદ શેઠ પાસેથી એક પોટકી પડી ગઈ, તેની શેઠને ખબર ન રહી. પોટકીમાં બે દાગીના અને સો રૂપિયા હતા.

પાછળ ચાલ્યા આવતા પેલા નોકરે તે પોટકી પડેલી જોઇ. પરંતુ તેને લઇ લેવા શેઠે કહેલું નહિ, તેથી પોટકી ત્યાંજ રહેવા દઇને નોકર તો આગળ ચાલ્યો ગયો.

ગામ આવ્યું, શેઠે ધર્મશાળામાં મુકામ કર્યો. ત્યારે માલમ પડયું કે દાગીનાવાળી પોટકી રસ્તામાં

પડી ગઇ. તેથી ગભરાયા. ને દોડતે ઘોડે પાછા ફર્યા. તે થોડેક ગયા એટલામાં તો પેલો નોકર સામો મળ્યો.

શેઠે નોકરને પૂછ્યું, અલ્યા, તેં રસ્તા પર પોટકી પડેલી જોઇ? તે બોલ્યો બે ગાઉ પર તે પડેલી જોઈ પણ આપે તે લેવાનું કહેલું નહિ તેથી મેં ત્યાંથી લીધી નહિ, પરન્તુ બીજા વટેમાર્ગુઓ જતા હતા તેમણે તે લઈ લીધી, ને નાસી જતા મેં જોયા.

મેઘાનાં આ વચનો સાંભળી શેઠને નવાઈ લાગી. તેમણે પોટકીની આશા મૂકી દીધી. મેઘા પર તેમને ઘણો ગુસ્સો ચઢયો. પરન્તુ હવે શું થાય?

ખીજવાઈને શેઠે કહ્યું મૂર્ખ ! ઘોડા પરથી જે પડે તે લેવું જ એમાં કહેવું હતું શું ! હવેથી જો ભૂલીશ તો નોકરીમાંથી કાઢી મૂકીશ.

મેઘો—શેઠ સાહેબ હવે ભૂલ થાય તો શિક્ષા કરજો.

બીજે દિવસે તેમણે આગળ ચાલવા માંડયું. શેઠ ઘોડા પર બેઠેલા આગળ ચાલે ને પાછળ મેઘો ચાલે. શેઠની પાસે કસબી ઉમદા શાલ હતી. તે તેમણે

મેધાને આપીને કહ્યું કે આ શાલ તારી પાસે સાચવી:



રાખજે, ને સાંજે મને ઓઢવા આપજે. આ પ્રમાણે

ચાલ્યા જાય છે એવામાં ઘોડાએ લાદ કરી. મેધાએ વિચાર કર્યો કે શેઠે કહ્યું છે કે "ઘોડા પરથી જે પડે તે લઈ લેજે." પણ લાદ લેવી શેમાં? ઝડપથી શેઠની કસબી શાલ પહોળી કરી તેમાં બધી લાદ ઝીલી લીધી. ને પોટલી બાંધી માથે મૂકી શેઠની પાછળ ચાલવા માંડયું.

સાંજ પડી, ગામ આવ્યું. ગામની ધર્મશાળામાં મુકામ કર્યો. ઓઢવા માટે શેઠે મેધા પાસે શાલ માગી. એટલે તેણે લાદ બાંધેલી પોટલી લાવી શેઠની આગળ મકી. લાદની ગંધ આવતી હતી. તેથી શેઠે પૂછ્યું અલ્યા મેધા આ શું બાંધ્યું છે? લાદ જેવું શું ગંધાય છે?

મેધાજીએ ઠંડે કાળજે જવાબ આપ્યો. "શેઠ સાહેબ, આપના કહેવા પ્રમાણે ઘોડા પરથી જે પડે તે બાંધી લીધું છે." એમ કહી ઉતાવળે હર્ષથી પોટલી છોડી શેઠ આગળ રજુ કરી. કહો જોઇએ પાનાચંદ શેઠે મેધાની અક્કલનું શું ઇનામ આપ્યું હશે?

✲

# કર્મનાં ફળ.

ચંપકપુર નામે ગામ હતું. ત્યાંના ઠાકોરનું નામ બાલુભા. ત્રીસ વર્ષના બાલુભા શરીરે રૂપાળા, ગુણ પણ સારા માત્ર એક ખરાબ વ્યસનની ટેવ. એમને દરરોજ અફીણ ખાવા જોઇએ. અફીણનો કસુંબો લે તોજ એમને ચેન પડે. આ ખરાબ વ્યસનમાં એ પાયમાલ થઈ ગયા. ગામગરાસ, મકાન, દાગીના બધું વેચાઈ ગયું. બાલુભા ઠાકોર ગરીબ દશામાં આવી પડયા, તો પણ અફીણની ટેવ ન ગઈ. આવી ગરીબ દશામાં ગામ છોડી પરદેશ જવાનો વિચાર કર્યો. બાલુભા એકલા જ હતા. તેમની પાસે ફકત એક પંચકલ્યાણી ઘોડી હતી. એક દિવસ સવારમાં વહેલા ઉઠી ગોડી પર બેસી પરદેશ જવા નીકળ્યા.

ચાલ્યા ચાલ્યા જાય છે. સવારના નવદશ વાગ્યાનો સમય થયો, ને બાલુભાને અફીણ લેવાની વેળા થઇ.

જંગલમાં એક સુંદર વડનું ઝાડ આવ્યું. પાસે કૂવો હતો. વડલાની સુંદર ઘટા ને શીતળ છાયામાં બાલુભાએ મુકામ કર્યો. ઘોડી પરથી ઉતર્યા. ઘોડીને છાંયે બાંધી. કૂવામાંથી પાણી કાઢયું. નાની શેતરંજી પાથરી બેઠા. નાનો ખલ કાઢયો તેમાં અફીણને કેસર ઘોળ્યાં. કસુંબો તૈયાર કર્યો.

આ ઠાકોરને એવી ખરાબ ટેવ કે કસુંબો લેતી વખતે પોતે ખોંખારો કરે, અને સામે તે વખતે કોઇ ખોંખારો કરે તોજ અમલ ચઢે. તેથી કોઇ માણસની રાહ જોતા બેઠા. એટલામાં પાસેના ગામનો કાળીઓ કોળી ખભે દોરડાનો કકડો ને હાથમાં કુહાડી લઇ જંગલમાં લાકડાં લેવા જતો હતો, તેને ઠાકોરે જોયો, ને સાદ કરીને બોલાવ્યો. કાળીઓ આવ્યો. તે લાગ મળે તો ચોરી પણ કરતો. તેની નજર પંચકલ્યાણી ઘોડી પર પડી ને દાનત બગડી.

બાલુભાએ કાળીઆને કહ્યું. કાળીઆ, કસુંબો લઈશ ? તે બોલ્યો હા, ઠાકોર લાવો. મને અમલ લેવાની ટેવ છે. બાલુભા કહે, કસુંબો લીધા પછી હું ખોંખારો કરૂં એટલે તું સામો એવોજ ખોંખારો કરજે. તોજ

મને અમલ ચઢશે. કાળીઓ કપટી હતો. તે બોલ્યો ખોંખારો કરવા માટે તો પૈસા બેસશે. ઠાકોર કહે તેની ફીકર તારે કરવી નહિ, તું જે માગીશ તે હું આપીશ. કાળીએ વચન માગ્યું. ઉદાર દીલના બાલુભા ઠાકોરે હાથ લાંબો કરી કાળીઆના હાથમાં તાળી ઠોકી વચન આપ્યું કે તું માગીશ તે હું આપીશ.

બન્ને જણાએ કેરીના રસ જેવા અફીણના જાડા રસથી હથેળીઓ ભરી. અરસપરસ પી ગયા પછી બાલુભાએ ખોંખારો કર્યો. સામે કાળીઆએ ખોંખારો કર્યો, અને બાલુભા ઠાકોરની નસે નસે અમલનાં જોમ પ્રગટયાં.

કાળીઓ—બાપુ હવે હું માગું તે આપો.

બાલુભા—બોલ શું જોઈએ છે ? માગ !

કાળીઓ—તમારી બે આંખો.

કાળીઆની માગણી સાંભળી બાલુભા વિચારમાં પડયા. પણ એ રજપૂતનો દિકરો. એને વચનની કીંમત હતી. પોતાની કમરેથી કટાર કાઢી. કટારની અણીએથી પોતાની અણમોલ બે આંખો કાઢીને કાળી-

આના હાથમાં મૂકી ને કહ્યું, ભાઈ કાળીઆ, લે, આ અણમોલ બે રત્ન લઈ રાજી થા.

કાળીઓ ખુની હતો. નીચ હતો. તેને આંખોની જરૂર ન હતી. આંખોને જમીન પર ફગાવી દઈ, ઠાકોરની ઘોડી લઈને નાસી ગયો. ને બાલુભા ઠાકોર વડલાની છાયામાં આંખના ખાડાએ હાથ દઈ ઉંધા પડી રહ્યા. લોહીના રેલા ચાલ્યા જાય છે. અતિશય દુઃખ થાય છે. પ્રભુને યાદ કરે છે.

દિવસ આથમ્યો, રાત પડી. પરન્તુ બાલુભાને તો રાત દિવસ સરખાં જ હતાં. આંખ વિના તેમને તો અંધારૂં જ હતું.

મધ્યરાત્રી થઈ, અને વડ ઉપર ગરૂડ પક્ષીનું જોડું આવીને બેઠું. તેમાંથી નર બોલ્યો, આપણી જાત માણસને ઘણી ઉપયોગી છે. તો પણ પાપીઆં મનુષ્ય આપણો વધ કરે છે. માદા બોલી, આપણે માણસને શું ઉપયોગી છીએ?

ગરૂડે કહ્યું, આપણી અઘાર (મળ) ઘણા કામમાં આવે છે, જે માણસ આંધળો હોય, સમુળગી આંખો જ

ન હોય, તે અધારને વાટી આંખમાં આંજે તો દેખતો થાય. વળી જેને રકતપિત્તનો રોગ થયો હોય તે માણસને શરીરે લેપ કરવાથી ત્રણ દિવસમાં આરામ થાય છે. એટલું બોલી એ પક્ષીનું જોડું ઉડી ગયું.

વડ નીચે પડેલા બાલુભાએ ગરૂડ પક્ષીની વાતો સાંભળી, ફાંફાં મારતો તે ઊઠયો. વડના થડમાં ગયો. અધાર વીણી લીધી, તેનો ભુકો કર્યો. પહેલાં ડાબી આંખમાં ભર્યો. થોડીવાર થઈ. ડાબી આંખનો ખાડો પૂરાયો ને નવી આંખે જોવા લાગ્યો. પછી જમણી આંખમાં અંજન આંજ્યું. થોડીવારે જમણી આંખે પણ દેખાવા લાગ્યું. ઠાકોરને રૂપાળી કાળી ભ્રમર જેવી નવી આંખો આવી. બાલુભાની ખુશીનો પાર ન રહ્યો. પછી તો બાલુભાએ વડના થડમાં જેટલી અધાર પડી હતી, તે બધી ચંદ્રના અજવાળામાં ભેગી કરી. માથાનો અડધો ફેંટો ફાડયો. તેની ઝોળી કરી તેમાં બધી અધાર ભરી. કુવામાંથી પાણી કાઢી લોહીના ડાઘ ધોઇ નાંખ્યા, ને સવાર થતાં ઝોળી ખભે ભરાવી આગળ ચાલવા માંડયું.

× × × ×

ચિત્રાસણનો રાજા, કેસરીસિંહ એનું નામ. પૂર્વે

જન્મનાં પાપ હશે તેથી શરીરે રક્તપિત્તનો રોગ થયેલો, હાથ પગની આંગળીઓ ખરી પડેલી. આખા શરીરે ચાંદાં પડેલાં. પાચ પરૂ વહે. શરીર ગંધાય. માખો બમણે. લ્હાય બળે. રાજાથી રહેવાય નહિ. બળ્યો બળ્યો થાય, બૂમો પાડે. ઘણા ઘણા વૈદ્યની દવાઓ કરી. સંત સાધુની જડીબુટ્ટીઓના ઉપાય કર્યા, પરન્તુ રોગ મટયો જ નહિ, છેવટે અસહ્ય દુઃખથી કાયર થઈ રાજાએ જીવતાં બળી મરવાનો નિશ્ચય કર્યો.

ચિત્રાસણની ભાગોળે લાકડાંની ચિતા ખડકાઈ છે. ગામના લોક ભેગા થયા છે. બધાંના મોઢા પર શોક જણાય છે. ચિતાની પાસે રાજાને બેસાડયા છે. ગામની તમામ પ્રજા પોતાના ભલા રાજાનાં છેલ્લી-વારનાં દર્શન કરવા ભેગી થઇ છે. રાજાને પગે લાગે છે. ફૂલ હાર ચઢાવે છે. ફૂલથી વધાવે છે. રાજાની જોડે તેની એકની એક કુંવરી તેજબા બેઠી બેઠી રડી રહી છે. એવામાં ખભે ઝોળી ભેરવી બાલુભા ત્યાં આવી પહોંચે છે ને 'રક્તપિતની દવા કરાવવી છે દવા' એવી મોટેથી બૂમ પાડે છે. રાજાના સિપાઇઓ તેને બૂમ પાડતો અટકાવે છે, અને રાજાની પાસે લઇ આવે છે. બાલુભાએ રાજાનો રોગ જોયો ને કહ્યું,

"ત્રણજ દિવસ દવા કરવાથી રોગ મટી જશે. ને શરીર પહેલાં જેવું હતું તેવું થશે." રાજા કહે ત્રણ દિવસમાં રોગ મટી જશે તો મારૂં આખું રાજપાટ આપી તને તેજબા કુંવરી પરણાવીશ, અને નહિ મટે તો તને જીવતો ભોંયમાં દાટીશ. બાલુભાએ રાજાની શરત કબુલ કરી. બધાં રાજમહેલે ગયાં. બાલુભાએ મોટો ખલ મંગાવ્યો, તેમાં બશેર અધાર નાંખી ખૂબ ઘુંટાવી. પછી રાજાને ઠંડે પાણીએથી ખુબ નવરાવ્યા, ને દવાનો લેપ આખા શરીરે કર્યો. આ પ્રમાણે ત્રણ દિવસ કર્યું. ચોથે દિવસે રાજાની કંચન જેવી કાયા થઇ ગઈ. શરીર હતું તેવું થઈ ગયું. રાજાનો ને રૈયતનો હર્ષ માય નહિ. કેસરીસિંહ રાજા બાલુભાને દેવ સમાન ગણવા લાગ્યો. રાજાને જીવતદાન મળ્યું, વચન્ પ્રમાણે તેજબાનાં લગ્ન લેવાયાં. બાલુભાસાથે તેજબાનાં લગ્ન થયાં. રાજાએ પોતાનું રાજ બાલુભાને સોંપી દીધુ. બાલુભા હવે રાજા થયા. તેમના સુખનો સૂર્ય ઊગ્યો.

એક દિવસ રાજમહેલના ઝરૂખા પર બેસી બાલુભા દાતણ કરે છે. પાસે હજુરીઓ સોનાની ઝારીમાં પાણી લઇ ઉભો છે.

ફાટેલું એક ટુંકું અને મેલું પોતડું પહેરેલું છે,

બાકીનું બધું શરીર ઉઘાડું છે. શરીરનો રંગ કાળો મેશ જેવો છે, હાથમાં માટીની લોટી છે. એવો એક માણસ રસ્તા પરથી જતો બાલુભાએ જોયો. અને ઓળખ્યો. પાસે ઉભેલા હજુરીઆને હુકમ કર્યો કે જો પેલો માણસ જાય છે તેને રાજમહેલમાં લાવી હજામત કરાવી, નવરાવી, સારાં લુગડાં પહેરાવી પછી મારી પાસે લાવજે.

પેલા ભિખારીને રાજાના સિપાઈઓએ પકડયો. ને રાજાના મહેલમાં લાવ્યા. ભિખારી તો બે હાથ જોડી સિપાઈઓને કરગરવા લાગ્યો, કે ભાઈશાબ મેં ચોરી કરી નથી, મને શા માટે લઈ જાઓ છો ?

રાજાના હુકમ પ્રમાણે બધી વ્યવસ્થા કરી તેને બાલુભા પાસે લાવ્યા. બાલુભા હીંડોળા ખાટપરથી ઉભા થયા, સામા જઈને ભેટયા, અને પૂછ્યું, કાળીઆ મને ઓળખે છે ? તને આંખ્યો આપી હતી તે હું બાલુભા ઠાકોર યાદ છે કે ભૂલી ગયો ?

કાળીઓ તો શરમાઇ ગયો. જમીન માગ આપે તો અંદર સંતાઇ જાઉં એમ તેને થયું બાલુભા કહે એમાં શરમાવાની જરૂર નથી. હોય, ભૂલ થાય પણ હવે ડાહ્યો થજે. તું હવેથી અહીં રહેજે ને મઝા કરજે.

કાળીઆને રાજા બાલુભા સાથે બેસવાનું. સાથેજ જમવાનું ને સાથે સૂઇ રહેવાનું. કાળીઆ કોળીને સ્વર્ગનાં સુખ મળ્યાં.

" ડુંગળીને કસ્તુરીના પાણીથી સીંચીએ તોએ એની ગંધ ન જાય" એવી કહેવત છે. કાળીઆ કોળીને બાલુભાએ પોતાના સગા ભાઈથી પણ વધારે માન આપી રાખ્યો. પરન્તુ કાળીઆનો નીચ સ્વભાવ બદલાયો નહિ. તેણે બાલુભાને દુઃખી કરવાનો રસ્તો શોધવા માંડયો. બાલુભાનું સુખ તેનાથી ખમાયું નહિ.

× × × ×

બાલુભાનાં રાણી તેજબાને વિચાર થયો કે રાજાજી આવા એક સાધારણ માણસને આટલું બધું માન કેમ આપતા હશે ! પરંતુ આ શંકાનો ખુલાસો રાજાજીને પૂછવાની હીંમત ચાલી નહિ.

× × × ×

એક દિવસે રાજા શિકારે ગયા છે. કાળીઓ ઘેર છે. લાગ જોઇ ખુલાસો જાણવાની ઇચ્છાથી તેજબાએ દાસીને મોકલી કાળીઆને બોલાવ્યો. કાળીઓ આવ્યો.

તેજબા રાણી પડદે રહીને બોલ્યાં. રાજાજી તમને સગા ભાઈથી વધારે ગણે છે તેનું શું કારણ? તમારો એવો શો ઉપકાર છે? કાળીઓ સમજી ગયો કે અત્યારે ખરેખરો લાગ છે. તેથી દીલગીર થવાનો ઢોંગ કરી બોલ્યો. બા સાહેબ, આપ પૂછો છો પણ કહેવામાં સાર નથી માટે નહિ કહું. રાણીએ વધારે આગ્રહ કર્યો. એટલે કાળીઓ બોલ્યો. કહેવા જેવી વાત તો નથી. પણ આપનો આગ્રહ છે તો સાંભળો. "આ તમારો રાજા કર્મના બળે રાજા થયો છે. એતો અમારા ગામના ઢેડનો છોકરો છે. પોતાની જાત છુપાવવાની લાલચે મને આટલું માન આપે છે, પણ આ વાત કોઈને કહેવા જેવી નથી." એમ કહી મુકામ પર પાછો ફર્યો.

તેજબા ક્ષત્રિયની દીકરી, કાળીઆનાં વચન સાંભળી તેને રૂંવે રૂંવે ક્રોધ વ્યાપ્યો. ઢેડ રાજકુંવરીને પરણ્યો!! તેજબાએ મનમાં નિશ્ચય કર્યો કે આજ રાત્રેજ રાજાને કાપી નાખું, પછી હું પણ મરી જાઉં; હવે જીવવું નકામું છે.

રાજા શિકારેથી આવ્યા. કાળીઆને સાથે બેસાડી પોતે જમ્યા. રાત પડી એટલે રાજમહેલની અગાસીમાં

ઢોલીઆ ઢળાયા. કાળીઓ ને રાજા બન્ને પોઢી ગયા. કાળીઓ ઉંઘી ગયો.

બાલુભાના ઉદાર દિલમાં વિચાર થયો, કે કાળી-આને રાજસુખમાં જરાએ ઉણપ આવવા દેવી નહિ. કાળીઓ શું જાણશે, કે હું રાજાનો મિત્ર હતો. એમ કહી પોતે ઉઠયા. પોતાને દરરોજ ઓઢવાની જરીની ઉમદા શાલ કાળીઆને ઓઢાડી, અને કાળીઆની સાદી શાલ પોતે ઓઢીને સૂતા.

મધ્યરાત્રિ થઈ, રાજા અને કાળીઓ બન્ને ઘસઘસાટ ઉંઘી ગયા છે. અચાનક રાજમહેલની બારી ઉઘડી. ચંડિકા જેવું ઉગ્ર રૂપ ધારણ કરી હાથમાં ચકચકતી તરવાર લઈ તેજબા રાણી અગાસીમાં આવ્યાં, અને જરીની શાલ ઓઢીને સૂઈ રહેલા રાજાજ છે એમ સમજી બે હાથે ઝાલીને તરવાર તેના પર ઝીંકી. કાળીઆનું ધડ અને ડોકું જુદું થયું. ધડ તરફડવા લાગ્યું. અવાજ થતાં રાજા બાલુભા ઝડપ લઈને બેઠા થયા. રાજાને જોઈ રાણી થર થર ધ્રૂજવા લાગી. હાથમાંથી તરવાર પડી ગઇ. રાજા ઉભા થયા, રાણીને શાન્ત કરી હકીકત પૂછી.

રાણીએ બધી વાત કરી. બાલુભાએ રાણીને બધી વાત કહી. રાણી તેજબા વાત સાંભળી ખુશ થઈ, ને રાજા પાસે ક્ષમા માગી. કપટીને કપટનું ફળ મળ્યું. રાજા રાણી આનંદ કરે છે. પરન્તુ બાલુભાની કસુંબો પીવાની કુટેવ હજી ગઇ નથી. તે દરરોજ સોનાની પ્યાલી ભરી અફીણ (કસુંબો) પીએ છે, ને પછી ખોંખારો કરે છે.

*

# કેસર-ગુલાબ.

ચંદ્રપુર નામે એક મોટું શહેર હતું. તેનો રાજા કૃષ્ણસિંહ ભલો ને ધર્મિષ્ઠ હતો. તેને બે કુંવર, રણધીરસિંહ અને ગુલાબસિંહ, નાનો ગુલાબસિંહ અઢાર વર્ષનો હતો, ગુરૂની પાસે શસ્ત્ર વિદ્યા શિખતો, ભણતો ને રાજકાજની બાબતોથી માહિતગાર થઇ આનંદ કરતો.

એક દિવસ ગુલાબસિંહ મોટાભાઇના મહેલે ગયો. તરસ લાગવાથી ભાભી પાસે પાણી માગ્યું. ભાભી રણધીરસિંહ માટે ફૂલની માળા ગુંથતાં હતાં, તેથી તેમણે દાસીને કહ્યું, કે ગુલાબસિંહને પાણી પા. ગુલાબસિંહ બોલ્યો "હું દાસીના હાથનું પાણી નહિ પીઉં." આ શબ્દો સાંભળી ભાભી બોલી કે 'દાસીના હાથનું પાણી નહિ પીઓ તો શું તમને કેસરકુંવર પાણી પાવા આવશે?' ભાભીનાં વચન ગુલાબસિંહને ગોળી

જેવાં લાગ્યાં, ને તે બોલ્યો, "ભાભી, બસ. હવે તો કેસરકુંવર પાણી પાય તોજ પીવું. નહિંતર આજથી આ શહેરનાં અન્નજળ આ ગુલાબસિંહ માટે હરામ છે." હસવામાંથી હાણ થઈ. ભાભી તો વિમાસણમાં પડી. તેને તો પોતાનાં વચન માટે પસ્તાવો થવા લાગ્યો. રાજકુંવરની હઠ! ગુલાબસિંહે તો પરદેશ જવા પોશાક પહેર્યાં. ઘોડો તૈયાર કર્યો. કુંવરના ભાઇ આવ્યા, મા બાપ આવ્યાં, કુંવરને વાર્યા, સમજાવ્યા. રણધીરે પોતાની રાણીને ઠપકો આપ્યો, તો પણ કુંવર માનેજ નહિ, તેને તો હવે કેસરકુંવરની લગની લાગી. ભાભીએ માફી માગી, પણ ગુલાબસિંહ માનેજ નહિ. તેણે પૂછ્યું, ભાભી એ તો ક્ષત્રિયબાળનાં વચન. બોલ્યાં મિથ્યા ન થાય. પરન્તુ કેસરકુંવર કોણ છે? ક્યાં છે? તો સમજાવો? બધાંએ જાણ્યું કુંવર હવે રહેશે નહિ. તેથી ભાભીએ 'કેસરકુંવર'ની સમજ આપી કે અહીંથી છ મહીનાનો રસ્તો છે. પછી મોટો સમુદ્ર આવશે, તે સમુદ્ર વચ્ચે બેટ છે. બેટ પર શહેર વસેલું છે તેનું નામ કુંદનપુર. રાજાનું નામ મદનપાળ. તેની કુંવરીનું નામ કેસરકુંવર. સોળ વર્ષની તેની ઉંમર છે. એના જેવી રૂપાળી સ્ત્રી દુનિયામાં નથી. પરન્તુ એક રાક્ષસ દરરોજ રાત્રે તેને

ઉપાડી જાય છે, ને સવારે પાછી મૂકી જાય છે. રાક્ષસના બળ આગળ રાજાનું કંઈ ચાલતું નથી. કુંવરીના પિતાએ કેસરની છબીઓ ચીતરાવી દેશ દેશના રાજાઓને ત્યાં મોકલી છે. છબીમાં નીચે લખ્યું છે કે "રાક્ષસને મારશે તે આ કન્યાને પરણશે." એમ કહી ભાભીએ પોતાના કબાટમાંથી કેસરકુમારીની છબી લાવી ગુલાબસિંહના હાથમાં મૂકી. છબીમાં રૂપ જોઈ, રાજકુંવરને વધારે રઢ લાગી. બધાની રજા લઇ ઘોડે બેસીને ગુલાબસિંહ રવાના થયો. શહેરના દરવાજા આગળ કુંવરનો મિત્ર રત્નદેવ મળ્યો. ગુલાબસિંહે તેને બધી વાત કરી. રત્નદેવે તેને બહુ સમજાવ્યો કે 'એવી રીતે મશ્કરીમાં બોલેલાં વચન ઉપર વિચાર ન કરવો.' પરન્તુ તેણે ન માન્યું, છેવટે મિત્રને એટલે દૂર એકલો જવા દેવો એ ઠીક નહિ એમ સમજી રત્નદેવ પણ તેની સાથે ગયો. બન્ને મિત્રો ઘોડે સ્વાર છે. ગામ અને જંગલ વટાવી ચાલ્યા જાય છે.

એક મોટું જંગલ આવ્યું. તેમાં એક હરણ ચરતું દેખાયું. બન્ને મિત્રોએ હરણને પકડવા ઘોડા દોડાવ્યા. પરન્તુ છલંગ ને ઠેકડા મારતું હરણ જંગલમાં અદૃશ્ય

થઇ ગયું. બન્ને જણના ઘોડા હાંફી ગયા હતા. ને તેમને તરસ લાગી હતી, તેથી પાણીની શોધ કરવા લાગ્યા. થોડે દૂર ઝાડીની મોટી ઘટા દેખાઇ, તેથી તે તરફ ઘોડા ચલાવ્યા.

મોટું તળાવ, ચારે તરફ પુષ્કળ ઝાડ, ઠંડી છાયા. બન્ને મિત્રો ઘોડાપરથી ઉતર્યા, ને તળાવને કાંઠે જઈ પાણીમાં હાથ બોળી પીવા માટે ખોબો ભર્યો. અને પીવા જાય છે, તેવામાં ચારે બાજુએથી મારો કાપો એવી મોટી બૂમો સંભળાવા લાગી. એકદમ ઠંડો પવન જોરથી વાવા લાગ્યો, ને ઘોર અંધારૂ થઈ ગયું. એક બીજાનું મોં ન દેખાય, એવું અંધારૂ. ગુલાબસિંહ ને રત્નદેવ ગભરાઇ ગયા. ખોબાનું પાણી તળાવમાં નાંખી દીધું, અને આંખો બંધ કરી આંખે હાથ દઈને બેસી રહ્યા, તેવામાં એક મોટો ધડાકો થયો. ગુલાબસિંહે આંખો ઉઘાડીને જોયું તો ન મળે અંધારૂ, ન મળે તળાવ કે જંગલ! પોતાનો મિત્ર રત્નદેવ અને ઘોડા એ કંઈ ન મળે! પોતે એક પહાડ પાસે તળેટીમાં ઉભો છે. ગભરાઈ ગયો છે. આ શું થયું ? અને વિચાર કરે છે. હે પ્રભુ હું તારે ભરોંસે નીકળ્યો છું, ને તેં આ શું કર્યું ? રત્નદેવ

ક્યાં ? ઘોડા ક્યાં ? હું ક્યાં ? હવે ક્યાં જાઉં ? આવા વિચાર કરતો સામેના મોટા પહાડ તરફ જોતો તે ઉભો છે. તરસ લાગી છે, ભૂખ લાગી છે. ક્યાં જવું તે રસ્તો દેખાતો નથી. લાચાર થઈ પાસેના ઝાડની છાયામાં પ્રભુને યાદ કરતો બેઠો. એટલામાં લાંબી ધોળી દાઢી વાળો એક ડોસો ધોળાં સ્વચ્છ લુગડાં પહેરીને આવતો જણાયો. ડોસાને જોઇ ગુલાબસિંહ તેની પાસે ગયો ને તેના પગમાં પડી કહેવા લાગ્યો. મહેરબાની કરી મને કુંદનપુરનો રસ્તો બતાવો. આપનો મોટો ઉપકાર થશે. કુંદનપુરનું નામ સાંભળી ડોસો લાલ આંખો કરી બોલ્યો. અરે બેવકુફ! તારી અક્કલ જતી રહી છે કે તેં કુંદનપુર જવાનો વિચાર કર્યો ? ત્યાં જે જાય છે તે જીવતો પાછો આવતોજ નથી. માટે મારૂં કહ્યું માનીને જ્યાંથી આવ્યો ત્યાં પાછો જતો રહે.

ગુલાબસિંહે કહ્યું, હે પિતા ! હું મરવા તૈયાર છું, પણ ઘર તરફ પગલું ભરવા તૈયાર નથી. ભાભીનાં વચન રૂપી ગોળી મારા દીલમાં લાગી છે. તેથી મેં આ સાહસ કર્યું છે. મેં નિશ્ચય કર્યો છે કે "કેસર-કુંવરીને લાવવી અગર તો ત્યાંજ મરી જવું," એમ કહી

કુંવર ગળગળો થઈ ગયો. ડોસાને દયા આવી ને કહેવા લાગ્યો. ઠીક, બેટા, " પ્રભુ તારી ઇચ્છા પૂરી કરશે. "

લે, તને હું એક તાવીજ આપું છું. જે તું તારી પાસે રાખજે. તેનાપર કોઈ રાક્ષસ કે દેવના જાદુમંત્ર ચાલશે નહિ, તું આફતમાં આવે ત્યારે આ તાવીજ ભણી જોજે, તેથી તારી આફત જતી રહેશે. બોલ, હવે તારી શી ઇચ્છા છે? રાજકુંવર બોલ્યો કૃપા કરીને મને મારો મિત્ર રત્નદેવ જ્યાં હોય ત્યાં મોકલો. બુઢ્ઢાએ કહ્યું આંખો બંધ કરી લે. કુંવરે આંખો બંધ કરીને ઊઘાડી તો પહેલાં જે સ્થળે હતો ત્યાં આવીને ઉભો. કુંવરને જોતાંજ રત્નદેવ બોલ્યો તમે ક્યાં જતા રહ્યા હતા? બોલો હવે કયી તરફ ચાલવું છે?

બન્ને જણા ઘોડાપર સ્વાર થયા ને પૂર્વ તરફ ચાલતા થયા. આગળ જતાં જંગલમાં એક નદીને કિનારે એક મોટો બાગ હતો. તેમાં બન્ને જણાએ મુકામ કર્યો. દરેક જાતનાં મનોહર લીલાં વૃક્ષો, રંગબેરંગી પુષ્પો અને વિવિધ પ્રકારનાં પક્ષીના કીલકીલાટવાળા આ બગીચાને જોઈ બન્ને મિત્રો ખુશ થયા. ઝાડે ઘોડા બાંધી શીતળ છાયામાં બન્ને જણા આરામ લેતા પડ્યા.

તુરતમાંજ ઊંઘી ગયા. અડધી રાત થઇ એટલે આ બગીચાની માલીક પરી આકાશમાંથી ઉતરી આવી. રાજકુમાર ગુલાબસિંહને જોઇ પરી બહુ ખૂશ થઈ ગઈ. ઘડીવાર સુધી ગુલાબસિંહના રૂપને જોઈ રહી. મનમાં વિચાર કર્યો, આ બન્નેને ઉંચકી સ્વર્ગમાં લઈ જાઉં. એવામાં એ પરીનો ભાઈ ત્યાં આવી પહોંચ્યો. પોતાના ભાઇને ગભરાયેલો જોઈ પરી બોલી, ભાઈ, તું કેમ ગભરાયેલો છે ? ભાઇ કહે, મારો મિત્ર એક રાક્ષસ છે, તે કુંદનપુરના રાજાની બેટી કેસરકુંવરીને દરરોજ રાત્રે પોતાને ત્યાં ઉઠાવી લાવે છે, અને સવારે પાછી મૂકી આવે છે. રાજકુંવરીને ખબર રહેતી નથી, કે રાતભર કયાં જાય છે ? કુંવરીના માબાપે રાક્ષસને મારવા ઘણા ઉપાયો લીધા પણ બધા નકામા જાય છે. જે રાજકુમારો રાજકુમારી પરણવા કાલે આવ્યા હતા તે બધાને મારા મિત્ર રાક્ષસે મારી નાખ્યા. મેં તેને ઘણું સમજાવ્યું, કે 'નિર્દોષ રાજકુમારોને મારી ન નાંખ' પણ તેણે ન માન્યું. એ પાપી કૃત્ય મારાથી જોવાયું નહિ તેથી હું ગભરાતો અહીં આવ્યો છું.

પરીએ કહ્યું, તે કુંવરી બહુ રૂપાળી છે કે આ રાજકુંવર રૂપાળો છે ? પરીનો ભાઇ જેનું નામ સૂરમોર હતું

તે બોલ્યો. બ્હેન ! એની પરીક્ષા કરવી હોય તો બન્ને જણને પાસે ઉભાં રાખીએ તો સમજાય.

ભાઈ, તું એ કેસરને ઉપાડી લાવ. પછી આપણે જોઇએ કે કોણ રૂપાળું. પરી બોલી.

રાક્ષસ કેસરને સવાર થતાં પહેલાં એના મુકામે મૂકી જતો; આજે રાક્ષસ કેસરને ચાર વાગે મૂકી ગયો, કે તરત સૂરમોરે કેસરને ઉપાડી, અને બાગમાં લાવી રાજકુંવર પાસે ઊંઘતીજ મૂકી દીધી.

બન્ને ભાઇ બ્હેન રાજકુંવર અને રાજકુંવરીનાં મુખ જોવા લાગ્યાં. બન્નેના મુખ જાણે ચંદ્રનાં બચ્ચાં ! બન્ને જણાં સરખાં. કેસર અને ગુલાબનાં એકજ રૂપ. કેસર ગુલાબના રૂપમાં સમાઇ જાય. ગુલાબ કેસરના રૂપમાં સમાઇ જાય. પરી અને સૂરમોર દૂર ઉભાં ઉભાં જોઈ રહ્યાં છે. એવામાં નદીપર કોઈની બૂમ સંભળાઇ, એટલે બન્ને ભાઈ બ્હેન નદી તરફ દોડ્યાં. અહીં ગુલાબસિંહ જાગી ઊઠયો. જુએ તો પોતાના પડખામાં રૂપરૂપનો અંબાર એવી કોઈ સ્ત્રી સૂતેલી જોઇ. ધીરે રહીને રાજકુંવરે સ્ત્રીનો હાથ ઝાલ્યો. બાઇ જાગી ગઈ.

બન્ને જણાં એકબીજા તરફ જોઇ રહ્યાં. જાણે પૂર્વજન્મનાં ઓળખીતાં ન હોય? થોડીવાર પછી ગુલાબસિંહે પૂછ્યું, તમે કોણ છો? મોઢામાંથી જાણે ફુલ ખરતાં હોય તેમ કેસર બોલી, કુંદનપુરના રાજાની કુંવરી, મારૂં નામ 'કેસરકુમારી'. કેસરના શબ્દો સાંભળી રાજકુંવર ગુલાબસિંહ તો ગાંડો ઘેલો બની ગયો. એને થયું કે કેસર અહીં કયાંથી? આતે સ્વપ્નું છે સાચું છે? બન્ને જણે ખૂબ વાતો કરી. કેસરકુંવરીની વીંટી ગુલાબસિંહે પહેરી. ગુલાબે પોતાની વીંટી કેસરને પહેરાવી. કેસર કહે મારે પાણી પીવું છે. રાજકુંવર પાણી લેવા ગયો. ત્યાં પરી અને સૂરમોર આવી પહોંચ્યાં. સવાર થવાની તૈયારી હતી, તેથી પરીએ રાજકુમારી પર જાદુ કર્યો ને રાજકુંવરી બેભાન થઈ ગઇ, એટલે સૂરમોર તેને ઉપાડીને કુંદનપુર મૂકી આવ્યો. સૂરમોર ને તેની બ્હેન પરી આકાશમાં ઉડી ગયાં.

અહીં પાણી લઇને ગુલાબસિંહ આવ્યો તો કેસર ન મળે! એ તો ધમપછાડા કરવા લાગ્યો. તેના ધમપછાડા સાંભળી રત્નદેવ જાગી ઊઠયો. ગુલાબસિંહ બહુ શોક કરવા લાગ્યો. ને બેભાન થઇ ગયો. રત્નદેવે ગુલા-

બસિંહની આંખોપર પાણી છાંટી શુદ્ધિમાં લાવ્યો. ને પૂછ્યું, તમે શા માટે કલ્પાંત કરો છો ? ગુલાબસિંહે કેસરના મેળાપની વાત કહી. રત્નદેવે તે વાત સાચી ન માની. ત્યારે ગુલાબસિંહે કેસરે આપેલી વીંટી બતાવી. ' જીવતો નર ભદ્રા પામશે ' એમ કહી ગુલાબસિંહને સમજાવી શાન્ત કર્યો. ધીરજ રાખો. ધીરજનાં ફળ મીઠાં છે. એમ કહેતાં ગુલાબસિંહને લઈ રત્નદેવે આગળ ચાલવા માંડયું.

સવાર થતાં કુંદનપુરમાં કેસરકુંવરી જાગી. જુએ તો ન મળે બાગ કે ન મળે રાજકુંવર ! એને થયું કે આતે સ્વપ્નું હશે ? પરન્તુ હાથની આંગળીપર રાજકુંવરની વીંટી જોતાં કેસર તો રાતની વાત યાદ કરે છે. ને બેઠી બેઠી રડે છે. દાસી આવી. કુંવરીને રડતી જોઇ રાણીને ખબર આપી. રાણી આવ્યાં, માતાને કેસરે ગઈ રાતની બધી વાત કરી ને બોલી. " માતા, હું પરણી ચૂકી છું. હવે તો એ રાજકુંવર મળશે તો ઠીક નહિ તો આ કેસરની કાયા હવે નહિ રહે. " માતાએ ધીરજ આપી, કુંવરીને શાન્ત કરી પૂછ્યું, બ્હેન, એ રાજકુંવરનાં નામ, ઠામ અને ગામ તું જાણતી હોય તો કહે. હું તારા પિતાને કહી શોધ કરાવું. ત્યારે કુંવરી બોલી, માતા,

હું એ આનંદમાં ઠામ ઠેકાણું ને નામ પૂછવું ભૂલી જ ગઈ હવે શું થાય ? માત્ર નિશાનીમાં આ વીંટી જ છે. માતાએ કહ્યું, બ્હેન, ધીરજ રાખવાથી પ્રભુ સારૂં કરશે. અને તારા મનનું ધાર્યું થશે.

આ તરફ બન્ને મિત્રો ચાલ્યા જાય છે. ગુલાબસિંહનું મન કેસરની યાદમાં ઉદાસ છે. રત્નદેવ તેને અનેક રીતે સમજાવતો ખુશ કરતો ચાલે છે. બપોર થયા છે. માથે સૂર્ય તપી રહ્યો છે. પરસેવાના રેલા શરીર પર ચાલે છે. ભૂખ લાગી છે. એવામાં એજ શહેરનો રાજા દેવમલ શિકારેથી પાછો આવતો હતો, તે મળ્યો. બન્ને રાજવંશી પરદેશી માણસો જણાવાથી તેમને પોતાની સાથે મેમાન તરીકે પોતાના શહેરમાં લઈ ગયો.

રાજા દેવમલના રાજમહેલે ગુલાબસિંહ અને રત્નદેવને ઉતારો આપ્યો.

દેવમલને ચંદનકુમારી નામે દીકરી હતી. તે ગુલાબસિંહ સાથે પરણાવી. દેવમલે પોતાનું રાજપાટ ગુલાબસિંહને સોંપી દીધું.

એક દિવસ બન્ને મિત્રો શિકારે ગયા. એક વાઘની

પાછળ બન્ને જણ પડયા. ઘાડી ઝાડી. એવા મોટા જંગલમાં વાઘની પાછળ બન્ને જણા દોડે છે. પાછળ બીજા શિકારીઓ પણ દોડતા આવે છે. એવામાં રત્નદેવ આડે રસ્તે ચઢી ગયો, ને ભૂલો પડયો. ગુલાબસિંહ અને તેનાં માણસો વાઘના શિકારની ધૂનમાં રહ્યાં. છેવટે વાઘ મરાયો, ત્યારે ગુલાબસિંહે જોયું, તો પોતાનો મિત્ર રત્નદેવ ન જણાયો. માણસો દોડાવી ઘણીએ તપાસ કરી; પરન્તુ રત્નદેવ ન જણાયો. દુઃખી થતો ગુલાબસિંહ પાછો આવ્યો. રાજા દેવમલે રત્નદેવની તપાસમાં માણસો મોકલ્યાં.

જંગલમાં ભૂલો પડેલો રત્નદેવ જ્યાં રસ્તો દેખાય છે, ત્યાં ચાલતો જાય છે. રાતપડયે ઝાડ પર ચઢી જાય છે, દિવસે ચાલે છે. એ પ્રમાણે કેટલેક દિવસે જંગલની બહાર નીકળ્યો. જેવો બહાર નીકળ્યો તેવોજ તેને દશબાર સ્ત્રીઓએ ઘેરી લીધો, ને તેને બાંધીને તેમની રાણી પાસે લઇ જવામાં આવ્યો. એ રાણી જાદુગર હતી. કોઈ પણ પુરૂષ એની હદમાં ભૂલેચુકે પણ આવે તો તેને પોતાની મરજી પ્રમાણે પશુપક્ષી બનાવી દેતી. રત્નદેવને જાદુમંત્રથી કુતરો બનાવી, સોનાની સાંકળે બાંધી રાખ્યો. ચંદનકુમારી અને ગુલાબસિંહે રત્નદેવની

ઘણી તપાસ કરાવી, પરન્તુ કોઇ ઠેકાણેથી પત્તો મળ્યો નહિ. ગુલાબસિંહની ચિન્તા વધવા લાગી. કેસરને લેવા જતાં પોતાનો મિત્ર પણ ગુમાવ્યો. હવે શું મોં લઇને પાછા જવાય ? તેથી છેવટે ચંદનરાણી અને દેવમલની રજા લઈ કેસરની અને રત્નદેવની તપાસમાં પોતે નીકળી પડયો.

ચાલતાં ચાલતાં જાદુગર રાણીના મહેલ પાસે આવ્યો. બારણામાં સોનાની સાંકળે બાંધેલો કુતરો જોયો. મહેલના છજામાં ઘણાએ પોપટો પાંજરામાં પુરાયેલા દીઠા. કૂતરાના રૂપમાં રહેલા રત્નદેવે પોતાના મિત્ર ગુલાબસિંહને દીઠો. પરન્તુ બોલાય નહિ તેથી પુંછડી હલાવી. તેને દુઃખ થવા લાગ્યું કે જેવી મારી દશા તેવી ગુલાબની થશે. એ અહીં ન આવ્યો હોત તો સારૂં થાત.

જાદુગરણી મહેલની બહાર આવી, રાજકુંવર ગુલાબસિંહને જોઇને ખુશ થઈ ગઈ. કુંવરને મહેલમાં લઈ ગઈ. કુંવરના ઉપર પોતાના જાદુમંત્રો ચલાવવા માંડ્યા. પરન્તુ ગુલાબસિંહ પાસે તો પેલા સાધુએ આપેલું તાવીજ હતું, તેથી જાદુઈ મંત્રોની અસર ન થઇ.

જાદુગરણી હારી! એટલે બોલી, રાજકુંવર, મારી સાથે શેતરંજ રમશો ? "તમે હારો, તો મારા ગુલામ થાઓ, ને હું હારૂં તો તમારી ગુલામ બનું, ને આ બધો મહેલ ને ધનમાલ તમને સોંપી દઉં." રાજકુંવરે શરત કબુલ કરી, ને શેતરંજ રમવાની શરૂઆત કરી. એક, બે ને ત્રીજે દાવે જાદુગરણી હારી. હાથજોડીને ગુલાબસિંહ આગળ ઉભી રહી. ગુલાબસિંહે પૂછ્યું, આટલા બધા પોપટ કેમ રાખ્યા છે? તેણે ખુલાસો કર્યો, કે એ બધા રાજકુંવરો છે. કેસરકુંવરીને લેવા જેટલા રાજકુંવરો અહીંથી જતા હતા, તે બધાને મેં મારા જાદુઈ બળથી પોપટ બનાવ્યા છે. કેટલાકને કૂતરા, ઘોડા બનાવ્યા છે. રાજકુંવરે કહ્યું, મારો પહેલો હુકમ એ છે, કે બધાને એમના અસલ રૂપમાં લાવી છોડી મૂક. રાજકુંવરના હુકમ પ્રમાણે કર્યું; કેટલાએ રાજકુંવરો પોતાના અસલ રૂપમાં હાજર થયા. તે બધા ગુલાબસિંહને પગે લાગી ચાલતા થયા. જાદુગરણી બોલી, ગુલાબસિંહ, આ સોનાની સાંકળે બાંધેલા કૂતરાને હું નહિ છોડું. મને એટલી છુટ આપો. કારણ કે એ મને ઘણો વહાલો છે. રાજકુંવર કહે, એ નહિ બને; તું એને અસલ સ્વરૂપમાં લાવ. હું તેને જોઉં. પછી તને રજા આપું. રાજાનો

હુકમ માનીને કૂતરાને અસલ રૂપમાં લાવી તો પોતાનો જ મિત્ર રત્નદેવ! રત્નદેવ દોડીને હર્ષથી ગુલાબસિંહને ભેટી પડયો. ગુલાબસિંહ બહુ ખુશ થયો. આ બનાવથી જાદુગરણી બહુ શરમાઇ ગઈ. આ જાદુગરણીની ઈચ્છાથી રત્નદેવ સાથે તેનાં લગ્ન કરી આપ્યાં. જાદુગર રાણી હવે તો પોતાના મિત્રની સ્ત્રી થઈ! ગુલાબસિંહે તેને કેસરકુંવરી લેવા જવાની વાત કહી, ત્યારે તે સ્ત્રી બોલી, મહારાજ, એ કામ કઠણ છે. જીવનાં જોખમ છે. એ જબરા રાક્ષસને કોઈ જીત્યું નથી. પરન્તુ આપની ઈચ્છા હોય, તો મારી પાસે આ બે અભય કવચ છે, તે લઇને જાઓ. રાક્ષસ સાથે યુદ્ધ કરતાં આ કવચ પહેરજો, તેથી કંઈ ઈજા નહિ થાય.

રત્નદેવ અને ગુલાબસિંહ તૈયાર થયા. કેસરકુંવરીના શહેર તરફ ચાલવા માંડયું. કેટલેક દિવસે કુંદનપુર શહેર આવ્યું. શહેરના દરવાજે ચોકી હતી. ચોકીદારને કહ્યું, કે તમારા રાજાજીને ખબર આપો, કે ચંદ્રપુરના રાજકુંવર ગુલાબસિંહ આવ્યા છે. રાજા મદનપાળને ખબર મળી. પોતે આવ્યો.

રત્નદેવે કહ્યું. મહારાજ, આ મારા મિત્ર ગુલાબસિંહ કેસરકુંવરી સાથે લગ્ન કરવાની ઈચ્છાએ આવ્યા છે. રાજા મદનપાળે તેમને રાજમહેલે ઉતારો આપ્યો, ને રાક્ષસની વાત કહી સંભળાવી. બન્ને મિત્રો બોલ્યા, તેની ફીકર તમે ન કરશો.

રાત પડી ને રાજકુંવરી કેસરના મહેલની આજુ-બાજુ બન્ને મિત્રોએ ચોકી પહેરો શરૂ કર્યો. હાથમાં ઉઘાડાં ખડગ્ છે. શરીરે કવચ પહેર્યા છે, ને રાક્ષસની રાહ જુએ છે. રાત્રીના અગીઆર વાગ્યા. મહાપ્રચંડ કાયાવાળો રાક્ષસ આવી પહોંચ્યો. દરરોજના નિયમ પ્રમાણે મહેલમાં પેસવા જાય છે, ત્યાં ગુલાબસિંહે તેને અટકાવ્યો. રાક્ષસને આથી ઘણો ગુસ્સો ચઢયો, ને ગુલાબસિંહનો હાથ ઝાલી દૂર ખસેડયો. એવામાં પાછળથી બે હાથે ઝાલીને રત્નદેવે તરવાર ઝીંકી. રાક્ષસનો જમણો હાથ કપાઈ ને જમીનપર પડયો. એટલામાં રાક્ષસ પાછળ જોઈ પોતાનો હાથ ઉંચો કરી રત્નદેવના માથામાં મૂક્કો મારવા જાય છે, તેવીજ ગુલાબસિંહની તરવાર ડાબા હાથ પર પડી ને હાથ કપાઈ ગયો. એટલે રાક્ષસે બન્ને જણ ઉપર જાદુઈ

બળ અજમાવવા માંડયું. પરન્તુ અભેદ્ય કવચના પ્રતાપે રાક્ષસનું કંઇ ચાલ્યું નહિ. તેથી રાક્ષસે લાતો ફેંકવા માંડી. જમીનપર સૂઇ જઇને તરવારના પટા ખેલી રાક્ષસના પગ કાપી નાંખ્યા, એટલે તે પડયો. ગુલાબસિંહે તેનું માથું કાપી નાખ્યું. રાક્ષસ મરાયો. એટલે બન્ને મિત્રો થાક ખાવા બેઠા, ને ત્યાંજ ઉંઘી ગયા. સવાર થયું. રાજાના નોકરે ખબર આપી, કે રાક્ષસ મરાયો છે! બન્ને કુંવરો જીવતા છે. આખા શહેરમાં ખબર પડી. લોકોનાં ટોળેટોળાં રાક્ષસને જોવા આવે. કુંવરોને જુએ ને ખુશી થાય. રાજા મદનપાળ વાજતે ગાજતે હાથીની સ્વારીએ રાજકુંવરીના મહેલે આવ્યો. ગુલાબસિંહને ખૂબ હેતથી ભેટયો. ગુલાબ-સિંહને અને રત્નદેવને હાથીપર બેસાડી વરઘોડો કહાડી શહેરમાં ફેરવ્યા. શહેરનાં સ્ત્રી પુરૂષે બન્ને જણને પુષ્પોથી વધાવ્યા.

રાજમહેલની બારીએ બેઠેલી રાજકુંવરીએ રાજ-કુંવર ગુલાબસિંહને જોયો. ઘણા દિવસો પહેલાંની રાતે મળેલા રાજકુંવરને તરત ઓળખ્યો. તેનો આનંદ તો માય નહિ.

મદનપાળે ભારે ઠાઠમાઠથી કેસરકુંવરીનાં લગ્ન કર્યાં. ગરીબ લોકોને ખોબેખોબે ધન આપ્યું. બંદીજનોને બંધનમુક્ત કર્યા. કેસર ને ગુલાબ મળ્યાં. તેમના આનંદનું તો પૂછવું જ શું ? કેસરે ગુલાબને મીઠો ઠપકો આપ્યો, કે તે રાત્રે તમે નામ ઠામ કંઇ કહ્યું નહિ ને પાણી લેવા ગયા, તે ગયાજ! આવા નિર્દય થવાતું હશે ? ઉત્તરમાં ગુલાબે ગુલાબનું સુંદર પુષ્પ કેસરની વેણીમાં ખોસ્યું, ને બોલ્યો, હવે કોઈ દિવસ તને એકલી નહિ મૂકું.

કુંદનપુરમાં ઘણા દિવસ ખૂબ આનંદ કર્યો. પછી પોતાના વતનમાં જવાની રજા મદનપાળ પાસે માગી. મદનપાળ બહુ દીલગીર ગયો. છેવટે રજા આપી, અને કેસર–ગુલાબની જોડી તથા રત્નદેવ ત્રણે જણ ટુંકે રસ્તે ચંદ્રપુર તરફ રવાના થયાં.

કેટલાક દિવસ મુસાફરી કર્યા બાદ દરિયાની ખાડી ઓળંગવાની આવી. ત્રણે જણાં હોડીમાં બેઠાં. અરધી ખાડીએ ગયાં, ને પવનનું તોફાન થયું. હોડી ખરાબા સાથે અથડાઇ, ને ભાંગી ગઈ. કેસર, ગુલાબ ને રત્નદેવ ત્રણે જણાં ડૂબવા લાગ્યાં. પરન્તુ સારા નસીબે

ત્રણે જણાના હાથમાં ભાંગી ગયેલી હોડીનાં પાટીઆં આવ્યાં, તેને વળગી રહ્યાં, અને દરિયાનાં મોજાં સાથે હીંચકા ખાવા લાગ્યાં. પાણીની છોળ્યો સાથે ત્રણે જણ જુદેજુદે સ્થળે કાંઠા પર આવ્યાં. કેસરકુંવરી એક રણના કાંઠે નીકળી. ગુલાબસિંહ એક બેટમાં જઇ ચઢ્યો. ને રત્નદેવ કિનારા પાસેના એક ગામ નજીક નીકળ્યો. પ્રભુ કૃપાથી ત્રણે જણ જીવતાં હતાં.

રણના કિનારે બેભાન અવસ્થામાં કેસર પડી છે. ત્યાં એક જાદુગર બાવો આવ્યો, તે કેસરને ઉપાડી ચાલતો થયો. દરિયાથી ઘણે દૂર પહાડની ખીણમાં બાવાનો મહેલ. કેસરને મહેલમાં લાવી પલંગપર સુવાડી. કેસર જાગી, તો પોતાની પાસે એક બાવાને જોયો. તે ગભરાઇ ગઇ. બાવો બોલ્યો, હવે ગભરાવાની જરૂર નથી. તું મારી સાથે લગ્ન કર. કેસરે વિચાર્યું કે, કંઈ યુક્તિ કરી બાવા પાસેથી છૂટવું. તેથી બોલી, મહારાજ, મારે છ મહિનાનું વ્રત છે. વ્રત પુરૂં થયે હું લગ્ન કરીશ. તમારા તાબામાંથી હવે હું નાસી જવાની નથી. જાદુગર બાવાએ તેને મહેલમાં રાખી; પોતે આખો દિવસ પહાડ ઉપર જઇને બેસે. સૂર્ય

આથમે, ત્યારે બાવો ખીણમાં નીચે ઉતરે. જતી વખતે બાવો કેસરના માથે એક ફૂલ મૂકે. જાદુના બળથી કેસરનું ધડ ને માથું જુદું થઈ જાય! સાંજે બાવો પાછો આવે ત્યારે ફૂલ લઈ લે. એટલે કેસર હતી તેવી થઈ જાય ! પછી કેસર રસોઇ બનાવે ને બાવો જમે. ગુલાબ ક્યારે મળશે ? એ ક્યાં હશે ? એમનું શું થયું હશે ? એવી ફિકરમાં કેસર તો ખાય નહિ, ને પીએ નહિ. તે તો દિવસે દિવસે સૂકાવા લાગી.

જે ગામની પાસે રત્નદેવ નીકળ્યો, તે ગામનો નગરશેઠ રત્નદેવને પોતાને ત્યાં લઇ ગયો. રત્નદેવને તો સુખ હતું, પરન્તુ કેસર–ગુલાબનું શું થયું હશે ? તેની ચિન્તા તેને થતી. તેને આ વખતે પોતાની સ્ત્રી જાદુગરણી યાદ આવતી, તે અહીં હોત તો મદદ કરત, એમ માનતો.

હવે ગુલાબનું શું થયું ? તે જોઈએ. પાટીઆની મદદથી દરિયામાં એક બેટના કિનારે તે જઇ ચઢયો. થોડીવાર આરામ લીધા પછી તેણે બેટમાં આગળ ચાલવા માંડયું. બેટની વચ્ચે બીલીનાં સુંદર વૃક્ષોની ઘટા વચ્ચે મહાદેવનું સુંદર દેવાલય, અને તેની જોડે એક નાની ઝુંપડી તેણે જોઈ. તેને આનંદ થયો.

ગુલાબસિંહ ત્યાં ગયો, મહાદેવનાં દર્શન કર્યાં, ને પછી ઝુંપડીમાં ગયો, ત્યાં એક વૃદ્ધ સંન્યાસી, મૃગચર્મ પર ધ્યાનમાં બેઠેલા હતા. ગુલાબસિંહ ધીમેથી એ સંન્યાસી મહારાજની સામે બેઠો. તરત સંન્યાસી જાગ્યા. ગુલાબસિંહે તેમને પ્રણામ કર્યા. સંન્યાસી સ્વામીએ તેને 'જયનારાયણ' કહ્યા. પાછી સ્વામીજીએ તેને બધી હકીકત પૂછી કે કોણ છો ? કયાંથી આવો છો ? ગુલાબે પોતાની બધી વાત કહી, ને રડી પડયો, આજીજી કરીને કહેવા લાગ્યો. "સ્વામીજી, ગમે તેમ કરી મારી કેસર ને મારો મિત્ર રત્નદેવ મને પાછાં મળે તેવી યોજના બતાવો." સ્વામીએ ગુલાબને શાન્ત કર્યો. ભાઈ, ઉતાવળો ન થા. બન્ને જીવતાં છે. તને થોડાજ વખતમાં મળશે. સ્વામીમહારાજનાં વચનો સાંભળી ગુલાબ જરા ખુશ થયો, ને "સ્વામીજી, પાસે રહેવા લાગ્યો. થોડા દિવસ પછી સ્વામીજીએ રાજકુંવર ગુલાબસિંહને કહ્યું. અહીંથી દશ ગાઉ ઉપર આવેલા ગોપુરમાં નગરશેઠને ત્યાં તમારો મિત્ર રત્નદેવ તમારી રાહ જુએ છે. પહેલાં ત્યાં જઈ તેને મળો. પછી રત્નદેવની સ્ત્રીને લઈ કેસરકુમારી પાસે જશો, તોજ કેસર મળશે. અહીંથી ચાલીસ ગાઉ ઉપર આવેલા

બળતા પર્વતની તળેટીમાં જાદુગર બાવાને ત્યાં કેસર છે.

સંન્યાસી મહારાજનાં વચનો સાંભળી હર્ષ અને શોકનો અનુભવ લેતો રાજકુંવર ગુલાબસિંહ સ્વામીજીને ઘણા પ્રેમથી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ચાલતો થયો. બેટને કાંઠેથી હોડીમાં બેસી સામે કિનારે ઉતરી ગોપુર તરફ ચાલવા માંડયું.

ગોપુરમાં નગરશેઠને ત્યાં રત્નદેવને ગુલાબસિંહ મળ્યો. બન્ને મિત્રો હર્ષથી એકબીજાને ભેટયા. બેઠા, ને ડૂબ્યા પછીની વાતો કરી. રાજકુંવરે કહ્યું કેસર જીવતી છે. પરન્તુ તારી જાદુગરણી સિવાય તેની પાસે જવાય તેમ નથી, માટે પહેલાં તેને લઈ આવવી જોઇએ.

રત્નદેવ ને રાજકુંવર જાદુગરણી પાસે આવ્યા. તે તો પોતાના પતિ રત્નદેવની રાહ જોતી બેઠી હતી. રત્નદેવે તેને બધી વાત કહી. ત્રણે જણાં ત્યાંથી જવાળામુખીના પહાડ તરફ રવાના થયાં.

રાજકુંવર ગુલાબસિંહને એક ગામમાં મૂકીને રત્નદેવ અને તેની જાદુગરણી સ્ત્રી બળતા પહાડની ખીણમાં બન્ને જણાં છુપા રસ્તેથી મહેલમાં ગયાં. જઈને

જુએ, તો કેસરકુંવરી પલંગપર પડી છે. ધડ ને માથું જુદું પડયું છે. મહેલમાં કોઇ મળે નહિ! જાદુગરણી ક્રિયા જાણતી હતી. માથાપરથી મંત્રેલું ફૂલ લઇ લીધું. એટલે ધડ માથું ભેગું થઇ, કેસર સજીવન થઈ બેઠી થઈ. રત્નદેવને ઓળખ્યો. અને રાજકુંવર ક્યાં છે એમ પૂછ્યું. રત્નદેવે ટુંકામાં બધી હકીકત કહીને ત્યાંથી ત્રણે જણાં રસ્તે પડ્યાં. ગામ આવ્યું. ત્યાં કેસર ને ગુલાબ મળ્યાં. પછી ચારે જણાં ચંદનરાણીને ત્યાં આવ્યાં. દેવમલ રાજાએ બધાંનો સારો સત્કાર કર્યો. થોડા દિવસ ત્યાં રહીને ગુલાબસિંહ અને તેના મિત્રે પોતાના વતનમાં જવાની રજા માગી. રાજા દેવમલે હાથી, ઘોડા, રથ અને કેટલુંક લશ્કર આપ્યું. રાજા ગુલાબસિંહે પોતાની બે રાણીઓને લઈ, પોતાનો મિત્ર રત્નદેવ અને તેની સ્ત્રીને લઈ લશ્કર સાથે ચંદ્રપુરનો રસ્તો લીધો.

સુખરૂપ મુસાફરી કરતાં કરતાં બધાં પોતાના વતનમાં આવી પહોંચ્યાં. ઘણા દિવસે પોતાનું ધારેલું કાર્ય સફળ કરી રાજકુંવર ચંદ્રપુરમાં આવતાં. પોતાનું શહેર જોઈ તેને બહુ આનંદ થયો.

પહેલો શહેરમાં રત્નદેવ ગયો. રાજકુંવરનાં માતા

પિતા ને ખબર કરી કે, કેસરરાણીને પરણીને ગુલાબસિંહ આવ્યા છે. કૃષ્ણસિંહનો આનંદ માય નહિ. મોટો વરઘોડો લઈ કુંવરની સામે ગયો. માતા પિતા ને ગુલાબસિંહે પ્રણામ કર્યા. ભાઈએ ભાઈ મળ્યા. વાજતે ગાજતે સવારી શહેરમાં ગઈ. શહેરના લોકોએ કુંવરને મોતીડે વધાવ્યા.

કેસરને લઈ ગુલાબસિંહ ભાભીને મહેલે ગયો. ભાભીનો ઓરડો બંધ હતો. ગુલાબસિંહ બોલ્યો. "ભાભી કમાડ ઉઘાડો, કેસરને લઇને આવ્યો છું." ભાભીએ કમાડ ઉઘાડી કેસર ગુલાબને વધાવ્યાં. બન્ને જણાં ભાભીને પગે લાગ્યાં. ભાભીએ આશીર્વાદ દીધા. ચીરંજીવી રહો, સુખે રાજ કરો.

કેસર ગુલાબ ને ચંદન મઝા કરે છે. રત્નદેવ ને જાદુગરણી આનંદ કરે છે.

ગોખલામાં ગોટી, આ વાત છે મોટી.
આંબે આવ્યો નવો ફાલ, વાત કહીશ કાલ.

# શેઠની શિખામણ ઝાંપા સુધી.

અમદાવાદમાં હરખચંદ શેઠ મોટા ઝવેરી હતા. ઝવેરાતનો ભારે વેપાર ચાલે. મોટા મોટા રાજા રજવાડામાં તેમનો માલ ખપે. દેશ પરદેશ શેઠની આબરૂ ઘણી હતી. શેઠની દુકાનમાં દશ પંદર ગુમાસ્તા કામ કરતા. તેમાં જયચંદ નામે એક હોશિયાર મુનિમ હતો. દુકાનનો બધો વહીવટ તે કરે. લાખો રૂપિયાનો માલ વેચે, અને લે. શેઠને તેનાપર ઘણોજ વિશ્વાસ. અને જયચંદની બુદ્ધિ માટે શેઠને માન પણ ઘણું.

એક વખત શેઠે જયચંદને ઝવેરાત ખરીદવા દિલ્હી મોકલવાનો વિચાર કર્યો. એ વખતે રેલ્વે ન હતી. તેથી બળદ ગાડીમાં મુસાફરી કરવાની ગોઠવણ કરી. જયચંદના રક્ષણ માટે દશ આરબો તૈયાર કર્યા, જવાનો દિવસ નક્કી થયો. ગાડી જોડાઇ.

શેઠ મુનિમને વળાવા ગયા. અને માલ ખરીદવા સંબંધે કેટલીક શિખામણ દીધી, કે હીરા લેવા તો એબ વગરના લેવા. પાનાં માણેક રંગદાર અને રેસા વગરનાં લેવાં. જરીનો માલ કસોટી કરીને લેવો. તોલ તાલમાં કાળજી રાખવી. બહુ ગરજ બતાવવી નહિ. વગેરે શિખામણ દેતા દેતા હરખચંદ શેઠ છેક નદી સુધી ગયા. જયચંદ બળદગાડીમાં બેઠો, અને શેઠને વિચાર આવ્યો કે, જયચંદ ગમે તેટલો હોશિયાર પણ મારી આગળ તો બાળક. તેથી ફરીથી શેઠે કહ્યું જયચંદ પરદેશનું કામ છે, સાવધ રહેજે, ને મારી શિખામણ ધ્યાનમાં રાખજે. મુનિમે કહ્યું. "શેઠની શિખામણ ઝાંપા સુધી." હવે શેઠ પાછા જાઓ, એમ કહી ગાડી દોડાવી મૂકી.

ચોસઠ વર્ષની ઉંમરના ધનવાન શેઠને જયચંદનું વચન તરવારના ઘા જેવું લાગ્યું. રીસનો ઉભરો આવ્યો. પરન્તુ હરખચંદ શેઠ રીસનો ઘુંટડો ગળી ગયા. ગમે તેમ પણ તે વાણીઓ હતો. શેઠ ઘેર આવ્યા અને પોતાના ઝવારાતને બોલાવ્યો. તેની પાસે ૧। શેર વાળ મંગાવ્યા. વાળને કોથળીમાં ભર્યા. કોથળી ઉપર મખમલ ચઢાવી, ઉપર જરીનું ભરત ભરાવ્યું. તેના પર કીંમતી

કસબી કપડું વીંટાળી, બહુજ ભપકાદાર બનાવી. પછી પોતાના એક વિશ્વાસુ નોકરને કહ્યું કે, " દોડતે ઘોડે દિલ્હીને રસ્તે જા. રસ્તામાં આપણા મુનિમ મળે તેમને આપી આવ. અને કહેજે કે આ ભેટ દિલ્હીના બાદશાહને નજરાણામાં આપજો. "

થોડેક ગાઉ રસ્તામાં મુનિમને કોથળી મળી. આવી સુંદર વસ્તુ બાદશાહને ભેટ આપવાની જાણી જયચંદ બહુજ રાજી થયો.

કેટલેક દિવસે જયચંદ દિલ્હી પહોંચ્યો. પોતાના આડતીઆને ત્યાં મૂકામ કર્યો. ને પોતે માલ ખરીદવા આવ્યો છે, એમ જણાવ્યું. વળી બાદશાહને માટે શેઠે નજરાણો મોકલ્યો છે તે પણ કહ્યું.

બીજે દિવસે દિલ્હીના બાદશાહનો દરબાર ભરાવાનો હતો.

દરબારમાં આડતીઓ અને જયચંદ મુનિમ બન્ને ગયા. બાદશાહના વઝીરને મળ્યા. ચાંદીના થાળામાં શેઠે મોકલેલી પેલી કોથળી અને થોડા રૂપિયા મૂકી બાદશાહના પગ આગળ મૂકી, સલામ ભરી જયચંદ મુનિમ બેઠા. બાદશાહ ખુશી થયો. વઝીરે ઓળખાણ કરાવી. બાદશાહે હરખચંદ શેઠની ખબર

પૂછી. કારણ કે દિલ્હીના શાહી મહેલ સુધી હરખચંદ શેઠની કીર્તિના પડઘા પડયા હતા. થોડીવારે દરબાર બરખાસ્ત થયો. અને જયચંદ મુનિમ તથા આડતીઓ મૂકામ પર આવ્યા.

બાદશાહ પોતાના દિવાનખાનામાં અરબસ્તાનના ગાલીચા પર ગાદીતકીએ બેઠા. હરખચંદ શેઠની મોકલેલી ભેટ ઘણા ઉમંગથી ખોલે છે. કોથળી ખોલતાં અંદરથી વાળનો ઢગલો બાદશાહના ખોળામાં ઠલવાયો ! પછી તો બાદશાહના ગુસ્સાનું પૂછવુંજ શું ? બાદશાહ ઘણોજ ગુસ્સે થયો. મુનિમે મારી મશ્કરી કરી ? શેઠ આવી ભેટ ન મોકલે. આ કામ મુનિમનુંજ હોવું જોઈએ. મુનિમને ફાંસીની સજાનો હુકમ કર્યો.

દિલ્હીના બાદશાહનો હુકમ ! પઠાણ સિપાઇઓ છુટયા. મુનિમને હાથકડી કરીને લાવ્યા.

જયચંદે પૂછયું. શા માટે મારા પર જુલમ ગુજારો છો ? મારો વાંક—ગુન્હો શો ? સિપાઇઓએ બાદશાહનો હુકમ સંભળાવી દીધો.

ચતુર મુનિમ તરત સમજી ગયો કે, શેઠે મારૂં

મોત કરાવ્યું. શેઠને મારા છેવટના શબ્દોથી રીસ ચઢી, તેનું આપરિણામ છે.

જયચંદ કહે, ભલે મને ફાંસી ચઢાવો. પરન્તુ મારી ભેટના વાળ મને પાછા આપો. એ હું મારી છાતીએ બાંધીને મરીશ. અને એ વાળ મારા મુડદા સાથે બાળજો. એમ કહી મોટેથી પોક મૂકી રડવા લાગ્યો. આ વાત બાદશાહે જાણી. તેને વિચાર થયો,



મને કોઈ વાળની ભેટ ન કરે. જરૂર આમાં કંઇ ભેદ છે. તેથી મુનિમને હઝુરમાં બોલાવ્યો, ને બાદશાહે પૂછ્યું, કે આ વાળમાં એવું શું છે, કે તું સાથે લઈ

મરવાનું કહે છે? મુનિમ કહે જી, બાદશાહ સલામત ! આપને ત્યાં કોઈ વાતની કમી નથી. ખુદાએ જે જોઇએ તે આપ્યું છે. પરન્તુ મારા શેઠ ગિરનારની યાત્રાએ ગયા હતા. ત્યાં કોઈ યોગી મહાત્મા મળ્યા, તેમણે પોતાની જટાના વાળ શેઠને પ્રસાદીમાં આપ્યા. જ્યારથી એ વાળ શેઠની તીજોરીમાં આવ્યા, ત્યારથી શેઠની લક્ષ્મી (પૈસો) અખૂટ છે. દિવસે દિવસે વૈભવ વધતોજ જાય છે. તેથી શેઠે તેમાંથી થોડા વાળ મહાપુરૂષની પ્રસાદીરૂપ અહીં મોકલ્યા છે. એ વાળ આપના ખજાનામાં રાખવાથી ખજાનો અખૂટ રહેશે. એમાંથી એક પણ વાળ કોઇને આપવાની શેઠે મનાઇ કરી છે.

બાદશાહને ગળે જયચંદની વાત ઉતરી. તેણે બધા વાળ સંભાળથી સોનાના થાળમાં સંભાળપૂર્વક લઇ લેવરાવ્યા. અને બાદશાહી ખજાનામાં રખાવ્યા.

મુનિમની સજા માફ કરી. તેમજ શેઠને માટે જેટલો માલ લેવામાં આવે તેની જકાત માફ કરી.

જયચંદ મુનિમે દિલ્હીમાંથી દશલાખનું ઝવેરાત ખરીદ્યું. વિદાય થતી વખતે બાદશાહને મળવા ગયો.

રાજ્યની હદમાંથી જતાં અડચણ ન પડે, માટે જકાત માફનો પરવાનો કરી આપ્યો. શેઠને વીસ હજારનો શિરપાવ મોકલ્યો. જયચંદને પાંચહજારનું ઈનામ આપ્યું, ને વીસ સ્વાર રક્ષણ માટે અમદાવાદસુધી મોકલ્યા.

કેટલાક દિવસે મુનિમ અમદાવાદ આવ્યો. શેઠ અને મુનિમ મળ્યા ને ભેટયા. ખરીદેલો માલ શેઠને બતાવ્યો. બાદશાહે આપેલો શિરપાવ રજુ કર્યો. પોતાને પાંચ હજારનું ઈનામ મળ્યું, તથા હજારની જકાત માફ કરી તે જણાવ્યું. બાદશાહી સ્વારોને ઈનામ પોષાક આપી રવાના કર્યા. પડેલી આફતમાંથી કેવી રીતે બચ્યો તે કહ્યું. 'શેઠની શિખામણ ઝાંપા સુધી' એ ખરૂં છે. પોતાની અક્કલજ કામ આવે છે, એમ કહી શેઠે એક હજારની મોતીની કંઠી જયચંદને બક્ષીસ આપી.

=

# બોલતી મેનાં.

એક રાજા હતો, તેને બે દિકરા, મોટાનું નામ પ્રતાપ, અને નાનાનું નામ જયદેવ. પ્રતાપ સોળ વર્ષનો, અને જયદેવ બાર વર્ષનો.

દશેરાનો દિવસ હતો. રાત્રીનો વખત હતો. રાજમહેલની અગાસીમાં છત્રપલંગપર રાજા સુરજમલજી બેઠા છે. જમણી બાજુએ પ્રતાપ અને ડાબી બાજુએ જયદેવ બેઠા છે. રાજા સુરજમલજી ખૂબ આનંદમાં છે. તેમણે પૂછ્યું, દિકરા પ્રતાપ! તું આપકર્મી કે બાપકર્મી? પ્રતાપ ડાહ્યો, ચતુર ને બુદ્ધિશાળી હતો. તેણે કહ્યું, પિતાશ્રી! આપ તો મારા વડીલ છો, એટલે ભૂલ થાય તો ક્ષમા કરશો. દરેક માણસ પોતાના કર્મ પ્રમાણે સુખ દુઃખ ભોગવે છે, એવો મારો મત છે. એટલે હું આપકર્મી છું. રાજાએ જયદેવને પૂછ્યું, જયદેવ તું?

જયદેવ કહે, પિતાજી! મારો વિચાર મોટા ભાઈથી જુદો છે. હું બાપકર્મી છું.

સુરજમલને પ્રતાપના બોલની પરીક્ષા જોવી હતી, તેથી તેજ વખતે રાત્રે પ્રતાપને હુકમ કર્યો, કે અત્યારે તારે મારા રાજ્યમાંથી ચાલ્યા જવું. હું જોઉં છું, કે તારૂં કર્મ તને કેવું સુખ આપે છે? ટેકીલો તરૂણ તરત ઉભો થયો. પહેરે લુગડે પિતાને પ્રણામ કરી અજવાળી રાત્રે ચાલી નીકળ્યો.

ચાલ્યો ચાલ્યો જોય છે. રસ્તામાં જંગલ આવ્યું, ત્યાં એક વાવ હતી. પ્રતાપ વાવ ઉપર ગયો, ને થાક ખાવા બેઠો, સવાર થવાની તૈયારી હતી. ત્યાં વાવમાંથી અવાજ થયો, તને ખાઉં? પ્રતાપે સાંભળ્યું, અને ચારે બાજુએ જોયું, પણ કોઈ દેખાયું નહિ. ફરી પ્રશ્ન થયો, તને ખાઉં? પ્રતાપે જાણ્યું વાવમાંથી અવાજ આવે છે. તેથી તે વાવમાં ઉતર્યો. ત્યાં ફરી અવાજ થયો, તને ખાઉ? પ્રતાપે ઉત્તર આપ્યો. ખાવો હોય તો ખા. હું તૈયાર છું, પણ તું કોણ છે? મારી સામે આવ, અને પછી ખા. તરતજ સુંદર આકૃતિવાળો પુરૂષ પ્રતાપની સામે આવી હાજર થયો. પ્રતાપે તેને પ્રણામ કર્યા, ને

પૂછ્યું, આપ કોણ છો ? જવાબમાં પેલા પુરૂષે કહ્યું, હું આ વાવનો દેવછું. બત્રીસલક્ષણા પુરૂષનો મારે ભોગ જોઈએ છે. પરન્તુ તારી હીંમત જોઈ હું તારાપર ખુશી થયો છું. બોલ તારે શું જોઇએ છે ? પ્રતાપે કહ્યું. એક રાજ-કુમારને શોભે તેવો પોશાક, અને સુંદર ઘોડો, ઢાલ ને તરવાર, એટલું મારે જોઇએ. તરતજ પેલા દેવતાઈ પુરૂષે તાળી બજાવી, અને પ્રતાપને જોઈતાં સાધનો હાજર થયાં. પેલો દેવતાઇ પુરૂષ અદૃષ્ય થયો. પ્રતાપે લુગડાં પહેર્યાં. ઢાલ તરવાર બાંધ્યાં. ઘોડેસ્વાર થઈ આગળ રસ્તો કાપવા માંડયો.

× × × ×

ખરા બપોર થયા છે. સૂર્ય તપી રહ્યો છે. પ્રતાપે ઘણા ગાઉની મુસાફરી કરેલી હોવાથી થાકી ગયો છે. એવામાં એક મોટું શહેર જણાયું. શહેરની વચમાં ઉંચો ઉંચો રાજમહેલ, મહેલની બારીએ તે શહેરનો રાજા અમરદેવ ઉભો છે. દૂર દૂર સુધી તેની નજર પડે છે. કોઇ અજાણ્યા ઘોડે સ્વારને પોતાના શહેરમાં આવતો જોઈ, રાજાએ નોકરને હુકમ કર્યો, કે ઉગમણે દરવાજે એક ઘોડેસ્વાર આવે છે. તેને મારી પાસે લાવી હાજર કરો !

રાજાનો હુકમ થતાં સિપાઇઓ છૂટયા, પ્રતાપને લાવી રાજાની રૂબરૂ હાજર કર્યો.

રાજમહેલમાં પ્રતાપ બેઠો છે. સામે રાજા બેઠા છે.

અમરદેવ કહે કયાંથી આવો છો ? કયાં જાઓ છો ? તમારૂં નામ શું ?

પ્રતાપ કહે સુરજમલ રાજવીનો વડીલ પુત્ર છું, મારૂં નામ પ્રતાપ, કર્મ લઈ જાય ત્યાં જવું છે.

રાજા અમરદેવ પ્રતાપનાં રૂપ, ને હોશિયારી જોઈ ખૂશ થયો, પોતાને ત્યાં પ્રતાપને નોકર રાખવાની ઈચ્છા થઈ, ને પૂછયું, પ્રતાપ કુંવર ! અમારે ત્યાં નોકર રહેશો ? પ્રતાપે કહ્યું નોકરી માટે તો નીકળ્યો છું, પણ એક શરતે નોકરી કરવા ખુશી છું. રાજ ઠાઠથી રહેવું, કોઇથી ન થાય તે કામ મારે કરવું, કામની કદર હોય તો કામ જોઇ પગાર આપજો.

અમરદેવે પ્રતાપની શરત કબુલ રાખી, તેને પોતાનો અંગરક્ષક નીમ્યો. રાજમહેલમાં રહેવું. પોતાની સાથે જમવું. એવી સગવડ અમરદેવે તેને કરી આપી.

હવે પ્રતાપના દિવસો સુખમાં જાય છે. આ પ્રમાણે બે વર્ષ પુરાં થયાં.

શ્રાવણ માસ, અંધારી રાત, વરસાદ ટમ ટમ વરસી રહ્યો છે. રાજમહેલમાં અમરદેવ પોઢયા છે. અટારીમાં પ્રતાપ ઉઘાડી સમશેરે ચોકી કરી રહ્યો છે. મધ્યરાત્રી થઈ, રાજાએ પાસુ બદલ્યું. ત્યાં શાન્ત રાત્રીમાં કોઇનો રડવાનો અવાજ રાજાને કાને સંભળાયો. રાજાએ કહ્યું, કોઈ હાજર છે ? તરત પ્રતાપ હાજર થયો. મહારાજ શો હુકમ છે ? પ્રતાપ ! અત્યારે મધ્યરાત્રીએ કોણ રડે છે. તમે જાવ, ને તપાસ કરી આવો. જલદી આવજો. રાજાનો હુકમ થતાં, તરતજ નીડર પ્રતાપ મહેલનાં પગથીઆં ઉતરી નીચે આવ્યો. અને કઈ બાજુએથી અવાજ આવે છે, તે કાન માંડી સાંભળીને તે તરફ ચાલ્યો. રાજા અમરદેવ પલંગમાંથી ઉઠયો, અંધારપછેડો ઓઢી, હાથમાં તરવાર લઇ, પ્રતાપની પાછળ પાછળ છુપી રીતે ચાલ્યો. આગળ પ્રતાપ ને પાછળ અમરદેવ.

શહેર મૂક્યું. શહેરનો કોટ મૂક્યો. ને દૂર સ્મશાનમાં પ્રતાપ આવ્યો. એક ઝાડની પાછળ રાજા સંતાઈ રહ્યો. મશાણમાં એક સ્ત્રી રડતી હતી. પ્રતાપ તેની

પાસે ગયો ને પૂછ્યું કોણ છો ? અત્યારે કેમ રડે છો ? પેલી સ્ત્રી રડતી રડતી બોલી, હું યક્ષણી છું. આવતી કાલે આ શહેરના રાજાનું મૃત્યુ છે. રાજા બહુ ભલો છે. તેના રાજ્યમાં રૈયત સુખી છે. આવા રાજાનો કાલે મારે ભોગ લેવો પડશે, તેથી મને દુઃખ થાય છે. પ્રતાપ કહે, કોઈપણ ઉપાયે રાજા બચે તેમ છે ? યક્ષણી કહે, રાજાના બદલે કોઈ બત્રીસલક્ષણો પુરૂષ ભોગ આપે, તો રાજા ઉગરે. પ્રતાપ કહે લે મારો ભોગ. એમ કહી યક્ષણીના હાથમાં તરવાર આપી, તેની આગળ માથું નીચું રાખી બેઠો. યક્ષણીએ તરવારવડે પ્રતાપનું માથું કાપી નાંખ્યું. લોહીની નદી ચાલી. પ્રતાપના લોહીનું પાન કરી તે તૃપ્ત થઈ, પ્રતાપના ભોગથી તે ખૂશ થઈ. યક્ષણીએ પ્રતાપને સજીવન કર્યો. તે ઉભો થયો. યક્ષણીને પગે લાગ્યો. તે બોલી, એ વીર ! તારા બલિદાનથી રાજાનો જીવ બચ્યો, જા સુખી થા. પોતાનો અન્નદાતા મૃત્યુ-માંથી ઉગર્યો જાણી, ખુશ થતો તે શહેર તરફ વળ્યો. આ બધું રાજાએ જોયું. પ્રતાપનો આવો આત્મભોગ જોઇ, રાજા નવાઈ પામ્યો. ને પ્રતાપની પહેલાં મહેલમાં આવી સૂઇ ગયો. પ્રતાપે આવી સ્મશાનમાં બનેલી વાત રાજાને કહી.

સવાર થયું, દરબાર ભરાયો. રાત્રે બનેલી, નજરે જોયેલી વાત રાજાએ કહી સંભળાવી. ઉપકારવશ થયેલા રાજાએ, પોતાની પુત્રી પદ્માવતીનું લગ્ન, પ્રતાપ સાથે કરવાનું નક્કી કર્યું. એવામાં રણવાસમાંથી એક દાસી આવી, ને કુંવરીની પ્રતિજ્ઞા કહી સંભળાવી. કે " જે પુરૂષ બોલતી મેનાં લાવશે, તેની સાથે કુંવરીબા લગ્ન કરશે. "

તરત પ્રતાપ રાજદરબારમાંથી ઉભો થયો. અમરદેવની રજા માગી, બોલતી મેનાં લેવા ઉપડી ગયો.

× × × ×

પ્રતાપ કેટલાએ ગાઉ ચાલ્યો. નદી, પર્વત ઓળંગી આગળ ચાલ્યો ચાલ્યો જાય છે. મોટો એવો એક પર્વત આવ્યો. પર્વતની ગુફામાં એક યોગીરાજ રહે છે. પ્રતાપ યોગીરાજની ગુફામાં ગયો. યોગી, પ્રભુના ધ્યાનમાં છે, પ્રતાપ ઉભો રહ્યો. યોગી જાગ્યા, પ્રતાપે નમસ્કાર કર્યા. યોગી કહે કેમ બચ્ચા? બોલતતી મેના લેવા આવ્યો છે? પ્રતાપ કહે, હા મહારાજ, એ ઇચ્છાએ આવ્યો છું. આપ મદદ કરો તો કામ સફળ થાય.

પ્રતાપ યોગીરાજની સેવા કરે છે. પાણી ભરી

લાવે છે. ચલમ ભરી આપે છે. પગચંપી કરે છે. ઘણા દહાડે મહારાજ પ્રસન્ન થયા. એક કુંચી આપી બોલ્યા.

બચ્ચા પ્રતાપ ! લે આ ચાવી, સામે દેખાય છે, તે ગુફામાં જઇ, આ ચાવીથી તાળું ખોલી, અંદર સોનાના પાંજરામાં બોલતી મેના છે તે લઈ આવો.

ખુશી થતો પ્રતાપ, કુંચી લઇને દોડયો, ગુફા ઉઘાડી, તો સોનાના પાંજરામાં રૂપાળી મેનાં બેઠી છે. પ્રતાપને જોઈ તે બોલી.

આવો, આપકર્મી રાજકુંવર પ્રતાપ ! આવો. મને લેવા આવ્યા છો ?

પ્રતાપના આનંદનો પાર ન રહ્યો. સોનાનું પાંજરૂં હાથમાં લઇ તે યોગીરાજ પાસે ગયો. યોગીરાજે પ્રતાપને પવનપાવડી આપી. પ્રતાપ, યોગીરાજના ચરણમાં માથું મૂકી પગે લાગ્યો. યોગીરાજે આશીર્વાદ દીધા. પવન પાવડીપર બેસી, સોનાના પાંજરામાં બોલતી મેના લઈ તે ઉડયો. ખરરર કરતી પવનપાવડી, આકાશમાં ઉડતી જાય છે. અમરદેવની નગરી આવી. પ્રતાપે પવન પાવડી રાજમહેલે ઉતારી. રાજા, પ્રતાપને ભેટયો. બોલતી મેનાં રાજકુંવરીના મહેલે મોકલી. પોતાની પ્રતિજ્ઞા પૂરી થઈ, તેથી પદ્માવતી ખૂશી થઈ. અમરદેવે, પદ્માવતી અને

પ્રતાપનાં લગ્ન કર્યાં. રાજાને પુત્ર ન હુતો, માટે આખું રાજ્ય કન્યાદાનમાં આપી દીધું. પ્રતાપ ને પદ્માવતી, સુખથી રહેવા લાગ્યાં. પ્રતાપ રાજા થયો.

આ તરફ, પ્રતાપના બાપ સૂરજમલનું રાજ્ય,બીજા રાજાએ લઈ લીધું છે. સૂરજમલને અને જયદેવને કેદમાં પૂર્યા છે. જયદેવ, જેલમાં બાપકર્મીનું સુખ ભોગવી રહ્યો છે.

પ્રતાપને આ વાતની ખબર પડી, મોટું લશ્કર લઇ ચઢાઇ કરી, દુશ્મન રાજાને હરાવી કેદ કર્યો. પોતાના પિતા, અને ભાઇને કેદમાંથી મૂક્ત કર્યા.

સૂરજમલ ખૂબ ભાવથી પોતાના પરાક્રમી પુત્રને ભેટયો. બન્ને ભાઇ મળ્યા. પિતાના પૂછવાથી પ્રતાપે બધી વાત કહી, તે સાંભળી સૂરજમલ બોલ્યા, ખરે, તું આપકર્મી ખરો. નાનાભાઇ જયદેવને, ગાદીએ બેસાડી, પ્રતાપ પોતાના રાજ્યમાં ગયો.

બોલતી મેનાં સાથે પદ્માવતી વાતો કરે છે, ને આનંદ ભોગવે છે.

બધાંએ ખાધું, પીધું, ને મોજ કરી.

*

# વીર માધવ.

પ્રતાપગઢ નાનું ગામ હતું. ગામની ભાગોળે યશોદાની ઝુંપડી હતી. યશોદા ગરીબ મજુરણ હતી. તેનો ધણી મરી ગયો હતો. તેને ત્રણ છોકરા હતા. સૌથી મોટો માધવ, નવ વરસનો હતો. અમર અને કિશોર નાના હતા.

આ, ત્રણે બાળકોના ભરણપોષણનો ભાર,યશોદાને માથે હતો. તે સવારથી સાંજ સુધી, સખત મજુરી કરતી, ત્યારે પરાણે રોટલો મળતો. લોકોનાં ઉતર્યાંપાતર્યાં લુગડાંથી તે કાયા ઢાંકતાં.

ગામમાં રઘા પટેલની વાડીએ, માધવ કામ કરવા જતો. ત્યાંથી આખા દિવસની મજુરીના, બે આના મળતા. આવી ગરીબાઈમાં તે બધાં દિવસો ગાળતાં.

એક વખત ગામમાં, કોલેરાનો રોગ ચાલ્યો.યશોદા તેમાં સપડાઈ. તેનાથી મજુરી કરવા જવાતું નહિ. તે ખાટલા વશ થઇ.ઝુંપડીમાં અનાજનો એક દાણોએ નહતો. ખાવું શું ? દવા કયાંથી કરવી ? અમર અને કીશોર, ખાવા માટે પેટ કુટતા, આવી મુશ્કેલીમાં નવવર્ષનો માધવ મુઝાયો. એ પણ આખા દિવસનો ભૂખ્યો હતો. તે એક તરફ બેસી ખૂબ રડયો. રડીને થાકયો, તેના બે નાના ભાઇ ભૂખ્યા જ ઉંધ્યા. ભૂખના કપરા દુઃખથી, કાયર થતોબાળક માધવ, ગામમાં ભીખ માગવા ગયો.

પાંચ દશ ઘર ફર્યો, પણ તેના હાથમાં કોઇએ બટકું રોટલોએ ન આપ્યો. ભીખ માગતો અને નિરાશ થતો. ગામમાં એક મોદીની દુકાન હતી ત્યાં ગયો.

આ ગામમાં લક્ષ્મીચંદ મોદીની ફક્ત એકજ દુકાન હતી. લક્ષ્મીચંદ ગામ ગયા હતા. દુકાન પર તેમનો તેર વર્ષનો દીકરો કસ્તુરચંદ બેઠો હતો.

" શેઠ ! મારી મા મરણ પથારીએ છે. ઘરમાં અનાજનો એક દાણોએ નથી. અમે બધાં આખા દિવસનાં

ભૂખ્યાં છીએ. દયા કરી શેર ચોખા આપશો તો પ્રભુ તમારૂં ભલું કરશે. શેઠ ! તમારો ઉપકાર હું નહિ ભૂલું." એમ બોલતાં બોલતાં માધવની આંખોમાંથી આંસુ સરી પડયાં.

કસ્તુરચંદ બાળક હતો. તેનું હૃદય દયાની લાગણીથી ઉભરાયું. તેણે માધવને જોઈએ તેટલું *સીધું આપ્યું, વળી ઉપરથી ચાર આનાના પૈસા આપ્યા, અને કહ્યું, માધવ ! જ્યારે જ્યારે જરૂર પડે, ત્યારે ત્યારે મને આવીને મળજે. મારાથી બનતી મદદ કરીશ.

ધીમે ધીમે કસ્તુરચંદ અને માધવ વચ્ચે મિત્રતાનો સંબંધ બંધાયો.

× × × ×

વખતને જતાં કાંઈ વાર લાગે છે ? કસ્તુરચંદના પિતા ગુજરી ગયા હતા. કસ્તુરચંદ બાળક મટી જુવાન થયો હતો. દુકાનનો માલીક થયો. તેણે સારો વેપાર કરી, ઘણું ધન મેળવ્યું, પ્રતાપગઢમાં. ને આજુબાજુના

* લોટ, દાળ, ચોખા.

ગામોમાં તે પૈસાદાર શેઠીયો ગણાતો. તેની આબરૂ સારી હતી. લોકો તેને કસ્તુરચંદ શેઠ કહેતા.

માધવ પણ મોટો થયો હતો. તેની મા ગુજરી ગઈ હતી. ત્રણે ભાઇઓ મહેનત મજુરી કરતા ને સુખે પેટ ભરતા.

માધવ યુવાન વીર હતો, બાળપણામાં દુઃખના વખતમાં, કસ્તુરચંદ શેઠે કરેલી મોંઘી મદદ તે ભૂલ્યો ન હતો. તે શેઠની દુકાને નવરાશની વખતે જતો. અને પ્રસંગે કહેતો, શેઠ ? તમારા ઉપકારના બદલામાં વખત આવે, આપનો પરસેવો પડશે, ત્યાં હું મારૂં લોહી વહેવડાવીશ. માધવના હૃદયને નહિ જાણનાર, કસ્તુરચંદ શેઠ માધવના બોલ માટે હસતા, અને કહેતા, "ઠીક ભાઈ, વખત આવે જોઇ લેવાશે."

એક વખત દુકાળ પડયો. કસ્તુરચંદ શેઠની દુકાન પર ધાડ પડી. ધાડપાડુઓ શેઠના ઘરને ઘેરી વળ્યા. (ઘર ને દુકાન ભેગુંજ હતું.) કમાડ તોડવાના પ્રયત્ન થવા માંડયા. શેઠ ગભરાયા, ને જાણ્યું કે આજે મોતનો દિવસ છે. ગામમાં પોલીસ મળે નહિ. લોકો ગભરાઈ ગયા. આવી દશામાં ગામનું રક્ષણ કોણ કરે ?

માધવ અને તેના ભાઈઓને ખબર પડી કે, કસ્તુરચંદ શેઠનું ઘર લુંટાય છે. ત્રણે યોદ્ધા હાથમાં કડીયાળી ડાંગો લઇને, ધાડપાડુઓ પર તૂટી પડ્યા. ધડાધડ લાકડીઓ ઉડવા માંડી. ત્રણે જણની લાકડીઓ જોરથી ફરતી હતી. એક બે ચોરટા પડ્યા, એવામાં ગામમાંથી હથિયારબંધ લોકો, ત્રણે ભાઇઓની મદદે આવ્યા. ચોરટા નાઠા. પરન્તુ આ ઝપાઝપીમાં, માધવે ઉપકારનો બદલો ચૂકવી આપ્યો. તેનું શરીર ધાડપાડુઓની તરવારથી વેતરાઈ ગયું હતું. લોહીમાં તરબોળ થઈ ગયું હતું.

કસ્તુરચંદ શેઠે જોયું, તો વીર માધવનું ચેતનવિહોણું શરીર, દુકાનના ઓટલા આગળ પડયું હતું.

માધવને મરેલો જોઈ, કસ્તુરચંદ શેઠ ઘણું રડ્યા. પ્રતાપગઢને ગોંદરે વીર માધવનો પાળીઓ હજીએ ઉભો છે.

❧

# *મોદક

ગિરધરભાઇ શેઠ, બહુ પૈસાવાળા હતા. તેમની ઉમ્મર ૮૫ વર્ષની હતી. તો પણ દુકાનનો વહીવટ પોતે કરતા. એક દિવસ શેઠ માંદા પડયા. મંદવાડ વધ્યો. શેઠની આખર સ્થિતિ જાણી, તેમના દિકરા ગોપાળભાઈએ બહુ પુણ્યદાન કરાવ્યું. ગાયોનાં દાન કર્યાં. ગરીબ, લુલાં, આંધળાંને અનાજ આપ્યું. વસ્ત્ર આપ્યાં, ગાયોને ઘાસ નીરાવ્યાં. પરબડીમાં પંખીઓ માટે દાણા નંખાવ્યા. શેઠ, મરણની છેલ્લી ઘડીએ હતા, પરન્તુ જીવ જતો ન હતો, ને દુઃખી થતા હતા, તેથી તેમના દિકરા ગોપાળભાઇએ, શેઠના કાન આગળ મોં રાખી પૂછ્યું, બાપા તમારી શી ઈચ્છા છે ? જે હોય તે કહો. હું તે પુરી કરીશ. ગિરધર શેઠે ધીમા સાદે કહ્યું,

---

* લાડુ

ભાઈ, મારે બીજી તો કાંઈ ઈચ્છા નથી, પણ મારા મરણ પછી, શહેર ચોરાશી કરજે, અને બ્રાહ્મણોને ખૂબ લાડુ જમાડજે. ગોપાળભાઈએ હા કહી, ને ગિરધર શેઠનો આત્મા દેહ છોડી જતો રહ્યા.

શેઠને મરી ગયે એક મહીનો થયો, ગોપાળભાઈએ બે દિવસ અગાઉ જાહેર કરાવ્યું, કે રવિવારે શહેર ચોરાસી છે. તે પ્રમાણે નોતરાં દેવાઇ ગયાં. શહેરમાં બોધા મહારાજ નામે લાડુનો ખાસ શોખીન બ્રાહ્મણ હતો. તેમણે આ વાત સાંભળી એટલે તેમની ખૂશીનો પાર ન રહ્યો. લાડુના એ ખરેખરા ભક્ત હતા. તેમણે તો શુક્રવારથીજ ચૂલામાં પાણી રેડયું, અને શુક્ર, શની એમ બે દિવસ ભૂખ્યા રહ્યા, કે જેથી રવિવારે વધારે જમાય.

રવિવારે બાર વાગતાંજ ભૂદેવો જમવાની તૈયારીઓ કરવા લાગ્યા. સૌ સાથે બોધા મહારાજ જમવા બેઠા. તે તો બે દિવસના ભૂખ્યા હતા, એટલે બે દિવસનું જમ્યા, રવિવારનું જમ્યા. ને આગળના બે દિવસનું એ જમ્યા. ખૂબ ચાંપી ચાંપીને લાડુ પેટમાં હોમ્યા.

હવે તો બોધા મહારાજથી હલાય નહિ, ચલાય નહિ, કે ઉઠાયે નહિ. આમથી તેમ, ગબડવા લાગ્યા.

ગોપાળભાઇ શેઠને ખબર પડી, કે એક બ્રાહ્મણ લાડુ જમવાથી અકળાય છે. એટલે શેઠે તરત ડૉકટરને



બોલાવ્યો. ડૉકટરે આવી બોધા મહારાજની સ્થિતિ જોઈ. ભૂંગળી મૂકી છાતી તપાસી, અતિશય ખાવાથી

દુ:ખી થાય છે. તેથી જુલાબની બે ગોળી આપી ડૉક્ટરે કહ્યું, કે આ બે ગોળી ખાઇ જાઓ, અને ઉપર એક પવાલું ભરી પાણી પીઓ, થોડીવારે આરામ થશે.

આ સાંભળી, બોધા મહારાજ જરાક હસીને બોલ્યા એં હેં હેં હેં હેં. આ દાક્તરતો કાંઈ કામના નહિ. જો બે ગોળીઓ ખાવા જેટલી મારા પેટમાં જગા હોત, તો કકડો લાડુજ વધારે ખાત નહિ ! અને એક પવાલુ પાણી પીવાની જગ્યા હોત, તો એક પડીઓ દાળ ન ખાત ! એમ કહી ધીરે રહીને ઊઠીને પેટ પર હાથ ફેરવતા ફેરવતા ધીમે ધીમે ઘેર ગયા.

ॐ

# સેવાનું ફળ.

ભવાનપુર નામે એક ગામ હતું. દેવાભાઇ નામનો એક પરોપકારી ખેડુત, આ ગામમાં રહેતો હતો, દેવાભાઈ ખેતી કરે, પરન્તુ બરાબર અનાજ પાકે નહિ. વળી સરકારને પૈસા ભરવાના, વાણીઆનું દેવું આપવાનું, તેથી ખેતીમાં જે કંઈ પાકતું, તે બધું આવી રીતે જતું રહેતું. તોપણ, દેવાભાઈ હીંમત હારતો નહિ. પ્રભુ પર એને ઘણી શ્રદ્ધા. સંત, સાધુભક્ત, ભીખારૂં એ બધાને દેવાભાઈ, શક્તિ પ્રમાણે મદદ કરતો. ગરીબ દશા, અને તેમાં દેવાભાઇનો ઉદાર જીવ, એટલે સુખ તો ક્યાંથી હોય ?

એક વખત દેવા પટેલ, વગડેથી ગાડું જોડી ઘેર આવતા હતા. રાત અંધારી હતી, વગડે શિયાળવાં બોલતાં હતાં. રાતના આઠ વાગ્યા હશે. પટેલ ગાડું

હાંકી ગામ તરફ આવે છે, એવામાં રસ્તાપર એક માણસ પડેલું જણાયું. પટેલે ગાડું થોભાવ્યું. પોતે નીચે ઉતર્યા, અને જઇને જોયું, તો એક સાધુ જણાયો. સાધુ માંદો હતો. તેનાથી ચલાતું નહતું. અને તરસ લાગી હતી. ને ધાંટો બેસી ગએલો, જેથી બોલાતું નહતું. દેવાપટેલે સાધુને ઉંચકી ગાડામાં નાંખ્યો, ને ગાડું જલ્દી ગામ તરફ દોડાવ્યું.

ઘેર આવી સાધુને પાણી પાયું, ખાટલો પાથરી તેને સુવાડયો. સાધુને જરાક આરામ થયો, એટલે તેણે ખાવા માગ્યું. પટેલે પોતાના ભાગનું ખાવાનું સાધુને ખવરાવ્યું ને પોતે ભૂખ્યો રહ્યો.

દેવાપટેલની સ્ત્રીને, આવાં સંતસાધુ ગમતાં નહિ, તેથી, આજે, પટેલને તે લડવા લાગી. પરન્તુ પટેલ, કંઇ પણ બોલ્યો નહિ, ને સ્ત્રીનાં વચનો સાંભળી રહ્યો.

પટેલે બે, ત્રણ દિવસ સુધી, સાધુની સેવા કરી. પરન્તુ સાધુને મટયું નહિ. સાધુએ દેવાપટેલને કહ્યું, કે પટેલ! હવે મને નહિ મટે. આજ મધ્યરાત્રે મારો દેહ પડશે. મારા મરણ બાદ, મુડદાને બાળી મૂકજો. ને મારા

ગળામાં સુખડનો આ મણકો છે, તે કાઢી લેજો. તેમાંથી તમને ઘણું ધન મળશે, ને તમે સુખી થશો.

મધ્યરાત્રે સાધુ મરી ગયો. તેના કહેવા પ્રમાણે દેવાપટેલે કર્યું. સુખડનો મણકો પોતાની પાસે રાખ્યો. બે, ત્રણ દિવસ, પટેલે ધીરજ રાખી, પરન્તુ પેલા મણકામાંથી કાંઇ ધન મળ્યું નહિ. તેથી પટેલે તે મણકાને, છરી વડે ચીરી નાખ્યો. તો તેમાંથી એક તાંબાનો વાળો, અને એક કાગળનો નાનો કકડો નીકળ્યાં. દેવાપટેલે વિચાર કર્યો હવે આનું શું કરવું ? કાગળમાં લખેલું પટેલને વાંચતાં આવડતું નહોતું.

ભવાનપુરની ભાગોળે, શિવગીરી નામનો સાધુ રહેતો, તે બહુ ભલો હતો. દેવાભાઇ તેની પાસે ગયા, અને કહ્યું, મહારાજ ! આ ચિઠ્ઠીમાં શું લખ્યું છે ? તે વાંચીને કહો. શિવગીરીએ કાગળ વાંચ્યો.

"જ્યાં પીપળાનું ઝાડ પુરાણું,
તેની નીચે ભર્યું છે નાણું;
વાળો ત્યાં જઈ સળગાવો,
ઢગલે ઢગલા ધન લઈ આવો."

પટેલ વાત સમજ્યા, અને બોલ્યા, મહારાજ! તમે મારી સાથે આવશો ? શિવગીરીએ હા કહી.

રાત્રે બન્ને જણા, નદી કાંઠે પીપળાના મોટા ઝાડ નીચે ગયા. ત્યાં જઈ પેલો તાંબાનો વાળો સળગાવ્યો. વાળો સળગતાની સાથે તોપ ફુટે એવો, મોટો અવાજ થયો. અને તેની સાથેજ, પીપળાના ઝાડના વચ્ચેથી ઉભા બે ભાગ થઇ ગયા, ને દૂર ખસી ગયા. તેની નીચે એક ભોંયરૂં જણાયું, તે સોનામહોરોથી ભરેલું હતું. દેવા-પટેલ ભોંયરામાં ઉતર્યા, ને પોતાથી ઉંચકાય તેટલી, સોનામહોરોનું પોટકું બાંધી બહાર આવ્યા. ને મહા-રાજને કહ્યું, મહારાજ! તમે ભોંયરામાં જઈ જોઇએ તેટલું ધન લઈ આવો.

મહારાજ કહે, દેવાપટેલ! મારે ધનની શી જરૂર ? હવે તું પૈસાદાર થયો છે. મારૂં પોષણ કરજે.

પછી વાળો હોલવી ( બુઝાવી ) નાખ્યો. એટલે પીપળાનું ઝાડ, હતું તેમ થઇ ગયું. દેવા પટેલ ખુશી થતા, સોનામહોરોનું પોટલું લઈ ઘેર આવ્યા. અને ઉમંગમાં મહારાજ પાસેથી, વાળો લેવાનો ભૂલી ગયા.

દેવા પટેલ તો હવે પૈસાદાર થયા. ગામમાં તેમના જેટલું કોઈ ધનવાન ન મળે. પટેલની હજામત કરવા તીભલો ધાંયજો આવતો. પટેલને પૈસાદાર થયેલા જોઈ, તીભલો દાઝે બળતો. તીભલાએ ભવાનપુરના રાજાને વાત કરી.

રાજાએ પટેલને બોલાવ્યા. તીભલા ધાંયજાની હાજરીમાં, રાજાએ પટેલને પૂછ્યું, કે આટલું બધું ધન ક્યાંથી લાવ્યા ? પટેલે સાચી વાત કહી દીધી.

રાજાનું અને તીભલાનું મન, ધન લેવા લલચાયું. રાજા, તીભલો હજામ, અને દેવા પટેલ, ત્રણે જણા શિવગિરી મહારાજ પાસે ગયા. દેવા પટેલે, શિવગિરિ મહારાજને બધી વાત કહી, મહારાજ સમજી ગયા, કે તીભલા ધાંયજાએ આ ધાંધલ કર્યું છે. માટે તેને શિક્ષા થવી જોઇએ.

ચારે જણા રાત્રે નદી કાંઠે આવ્યા. મહારાજે વાળો સળગાવ્યો. પ્રથમની માફક અવાજ થયો, ને ઝાડના બે ભાગ થઇ ગયા. ભોંયરૂં દેખાયું. અંદર સોનામહોરો જોતાં. તીભલો તો ગાંડા જેવો થઇ ગયો. તે નાચવા કૂદવા લાગ્યો. ને એકદમ ભોંયરામાં

કૂદી પડયો. ને એક કોથળામાં, ખોબે ખોબે સોનામહોરો ભરવા મંડયો.

કોથળો ભરતાં ભરતાં, હજામ થાકી ગયો, એટલે રાજા તેને મદદ કરવા, ભોંયરામાં ઉતર્યો, તરતજ મહારાજ શિવવિરીએ વાળો બુઝાવી નાખ્યો. એટલે ભોંયરૂં બંધ થઇ ગયું, હજામ અને રાજા અંદર રહી ગયા.

પટેલે કહ્યું, મહારાજ! બિચારાઓને બહાર કાઢો! નહિ તો અંદર ગુંગળાઇને મરી જશે.

શિવગિરીએ કહ્યું, દેવા પટેલ! અદેખા અને ચાડીઆ, તથા વગર મહેનતે ધન મેળવનારાઓની આવી દશા થવીજ જોઇએ.

દેવા પટેલે મહારાજને બહુ વિનવ્યા. એટલે શિવગિરી મહારાજે, હજામ, અને રાજાને બહાર કાઢ્યા. રાજા શરમાઈ ગયો, બન્ને જણે પટેલનો ઉપકાર માન્યો. ને સૌ, સૌને ઠેકાણે ગયા. ખાધું, પીધું ને મઝા કરી.

# બુદ્ધિ અને ભાગ્ય.

બુદ્ધિ, અને ભાગ્યને વાદ પડયા. બુદ્ધિ દેવી કહે હું મોટી, ભાગ્યદેવી કહે હું મોટી. બુદ્ધિ કહે, જો તું મોટી હોય, તો વગડામાં પેલો ભરવાડ ઘેટાં બકરાં ચારે છે, તેને મારી મદદ સિવાય, રાજા બનાવે, તો હું જાણું, કે તું મોટી ખરી. ભાગ્યદેવીએ હા કહી, અને ભરવાડને રાજા બનાવવાના પ્રયત્ન શરૂ કર્યા.

બપોરના વખતે ઝાડના છાંયે ઘેટાં બકરાંને બેસાડી, ભરવાડ જરાક આડો થયો, ને ઊંઘી ગયો. એટલે ભાગ્યદેવીએ, હીરામાણેકથી જડેલી, પાવડીઓની જોડ, ભરવાડ આગળ મૂકી દીધી. થોડીવારે ભરવાડ જાગ્યો, તો સુંદર પાવડીઓ જોઈ બહુ રાજી થયો. પાવડીઓ પહેરી તે આમતેમ ફરવા લાગ્યો. ત્યાં એક સોદાગર આવી

ચઢ્યો, ભરવાડના પગમાં ઘણી કીમતી પાવડીઓ જોઈ, તે નવાઈ પામ્યો, અને ભરવાડને પૂછ્યું. આ પાવડીઓ આપવી છે ?

ભરવાડ કહે, હા. લઇ લ્યો.



સોદાગર કહે, કેટલા રૂપિયા લેવા છે ?

ભરવાડ કહે, રૂપિયા લઇને મારે ક્યાં સાચવવા, પરન્તુ દરરોજ બપોરે મને ભૂખ લાગે છે. ને દુઃખી થાઉં છું. માટે જો બે મણ, શેકેલા ચણા આપો, તો મારૂં દુઃખ મટી જાય. સોદાગરે, બે મણ શેકેલા ચણા લાવી આપ્યા. અને પેલી પાવડીઓ લઈ ચાલતો થયો.

તે એક રાજાના દરબારમાં ગયો. રાજા આગળ પેલી પાવડીઓ ભેટ મૂકી. રાજા માનસિંહ, આવી દેવતાઈ પાવડીઓ જોઈ આશ્ચર્ય પામ્યો, અને બોલ્યો. આ પાવડીઓની કીંમત જેટલી મારા આખા રાજ્યની કીંમત નથી. તમે આ પાવડીઓ ક્યાંથી લાવ્યા ?

સોદાગર કહે, એક રાજા મારા મિત્ર છે. તેમણે મને ભેટ આપી છે. તે મેં આપને ભેટ આપી.

માનસિંહ કહે, તમારા મિત્ર રાજાજીને કંઈ સંતાન છે ?

સોદાગર કહે, હા જી. એક કુંવર છે.

માનસિંહ કહે, તો એ રાજકુંવર સાથે, મારી કુંવરી દેવળદેવીનું, સગપણ ન કરાવી આપો ?

રાજાનાં વચન સાંભળી, પેલો સોદાગર ગભરાયો. પોતે જુઠું બોલ્યો છે. હવે રાજાને ના પણ ન કહેવાય, તેથી વખત વિચારી બોલ્યો, ઠીક નામદાર, હું જાઉં છું. મારૂં ચાલશે ત્યાં સુધી, દેવળબાનું લગ્ન નક્કી કરીને આવીશ, એમ કહી તે રસ્તો પડયો. અને એજ ભરવાડ પાસે આવ્યો, ને ત્યાં જઇને જુએ છે, તો પહેલા કરતાં, પણ, ઘણી સુંદર કીંમતી પાવડીઓ પહેરી, ભરવાડને ફરતો જોયો.

સોદાગરે વિચાર્યું, કે આ તે કોઇ મહાત્મા, છે કે કોઈ જાદુગર છે! આવી દેવતાઇ વસ્તુઓ એ ક્યાંથી લાવે છે!! આ હકીકત જાણવા સોદાગરે, બાજુના ખેતરમાં તંબુ ઠોકી મુકામ કર્યો.

બીજે દિવસે બપોર થયા, એટલે ઘેટાં બકરાંને ઝાડના છાંયે બેસાડી, પાસે પડેલા પત્થરના ઢગલા પર લુગડું પાથરી ભરવાડ સૂઇ રહ્યો. ભાગ્યદેવીએ, એ બધા પત્થરો, સોનાના બનાવી દીધા. ભરવાડ તો ઊંઘી ને ઉઠયો, ને લુગડું ઉપાડી ખભે મૂકી ઘેટાં બકરાંને હાંકી ચાલતો થયો.

સોદાગરે આ બધું જોયું. તેણે વિચાર કર્યો, કે જે માણસના અડકવાથી, પત્થર પણ સોનું થાય છે, તો પછી તેને રાજા બનાવી, રાજકન્યા સાથે પરણાવવો એ સહેલી વાત છે.

સોદાગરે સોનાના પત્થરો લઇ લીધા. તેની મદદ વડે તેણે એક ગામ વસાવ્યું. ગામને ફરતો કોટ ચણાવ્યો, મહેલો બંધાવ્યા. લશ્કર રાખ્યું, અને પેલા ભરવાડને પકડી લાવી, મહેલમાં રાખ્યો. સારાં વસ્ત્રો પહેરાવ્યાં. નોકર ચાકર ભરવાડની તહેનાતમાં

રાખ્યા. સારી રીતભાત શિખવવા માંડી, અને પછી માનસિંહ રાજાને લખ્યું, કે તમારાં કુંવરી દેવળદેવીનું સગપણ, રાજકુંવર સાથે નક્કી કર્યું છે, માટે જેમ બને તેમ લગ્નની તૈયારીઓ જલદી કરો.

ભરવાડ તો રાજ મહેલમાં રહે. રાજકુંવર જેટલું તેને સુખ. પણ ભરવાડને એ બધું ગમે નહિ. મહેલમાં રહેવું તેને કેદ જેવું લાગતું. તેને તો પોતાનાં ઘેટાં બકરાં યાદ આવતાં, તેથી તે સોદાગરને પગે લાગીને કહેતો. ઓ સોદાગર શાબ, તું ભલો થા. અને મને છોડી મૂક. મારાં ઘેટાં બકરાં કોઇના ખેતરમાં પેસી જઈ ભંજવાડ કરશે, તો મને લોક મારશે, માટે મને જવાદે, મારે તારૂં સુખ નથી જોઇતું.

ભરવાડનાં વચન સાંભળી, સોદાગરને લાગ્યું કે, પરણવા જશે ત્યાં જો આવું કરશે, તો માનસિંહ રાજા, પહેલાં મારૂંજ માથું કાપી નાખશે, તેથી સોદાગરે, ભરવાડને ધમકાવી કહ્યું, કે જો હવેથી આવું કરીશ, તો આ તરવારથી માથું કાપી નાખીશ. તારે કંઈ પણ કહેવું હોય, તો મારા કાનમાં ધીમેથી કહેજે. ભરવાડ ગભરાઈ ગયો ને ચૂપ રહયો.

લગ્ન લેવાયાં, સોદાગરે ભરવાડને રાજકુંવરનો પોશાક પહેરાવ્યો, ને વરરાજા બનાવ્યા. તે જાન લઈ રવાના થયો. માનસિંહ રાજાને ત્યાં જાન આવી. રાજાનો પ્રધાન, સામૈયું લઈ સામો ગયો. આ જોઈ ભરવાડ ગભરાયો, કે આ લોકોના ખેતરમાં મારાં બકરાં પેસી ગયાં હશે, તેથી લઢવા આવ્યા છે. તેથી ભરવાડ ડાંગ લઈ ઉભો થવા જતો હતો. પરન્તુ સોદાગરે તેને સમજાવી બેસાડી દીધો. વળી થોડીવાર થઇ એટલે ભરવાડ અકળાયો, ને સોદાગરના કાનમાં કહેવા લાગ્યો. એ ભાઈ શાબ, મને છુટો કર, સોદાગરે આંખો કાઢી તેને ડરાવ્યો, તેથી ચૂપ થયો, કન્યા પક્ષના પ્રધાને પૂછ્યું કે રાજકુંવરે શું કહ્યું ? સોદાગરે કહ્યું, કે વરરાજા એમ કહે છે, કે સામૈયામાં જેટલાં માણસો આવ્યાં હોય, તે બધાંને બબ્બે સોના મહોરો આપો. સોદાગરે દરેકને બબ્બે સોના મહોરો વહેંચી. ગામમાં વાતો થવા લાગી, કે કોઈ મોટો રાજા પરણવા આવ્યો છે. માનસિંહને પણ ફિકર થવા લાગી કે આવા મોટા રાજા જોડે સંબધ તો કર્યો. પણ પ્રભુ લાજ રાખે ત્યારે ખરી. અહીં સુધી તો ભાગ્યદેવીએ કામ કર્યું.

રાજાએ શહેર બહાર મોટા મહેલમાં વરરાજાને ઉતારો આપ્યો છે. મહેલને ફરતો મોટો સુંદર બગીચો હતો. સિપાઇ ચોકીદારો દરેક ઠેકાણે પહેરો ભરી રહ્યા હતા. ધામધુમથી લગ્ન થયાં. ને રાત પડી. મહેલનાં દીવાનખાનાં સરસ શણગારેલાં હતાં. રોશનાઇ થઇ. દીવાનો પાર નહિ. ઝાડે ફાનસ લટકાવી દીવા કર્યા હતા. આ બધું જોઈ ભરવાડ ભડકયો, અને તેને જંગલના ભૂત ભડકાના વિચાર આવ્યા. મનમાં વિચાર કરવા લાગ્યો કે "મૂઓ આ સોદાગર મને અહીં ક્યાં લાયો. એક વખત મને છુટો કરે, ને પછી જો રસ્તામાં મળે, તો ડાંગે ડાંગે ભોડું ભાજી નાંખું."

રાતના નવ દશ વાગ્યા, દેવળદેવી શણગાર સજી પતિને મળવા આવ્યાં. પગનાં ઝાંઝર ને હાથનાં કંકણના અવાજ થવા લાગ્યા. તેથી ભરવાડને ચુડેલનો ખ્યાલ આવ્યો. આ ચુડેલ મને ખાવા આવે છે. એમ સમજી કમાડ પાછળ સંતાઇ ગયો. દેવળદેવી દીવાનખાનામાં ઉલટ ભેર આવ્યાં. પરન્તુ રાજકુંવરને જોયા નહિ, એટલે પાસેના બીજા ઓરડામાં ગયાં.

ભરવાડ ભાઈએ વિચાર્યું કે નાસવાનો આ ખરેખરો લાગ છે. બારણે તો ચોકી પહેરો છે, તેથી પકડાઈ જવાની બીકે પોતે ત્રીજે માળ ચઢી ગયો, ને બારીએથી પડતું મૂકવા તૈયાર થયો.

આ જોઇ બુદ્ધિદેવીએ ભાગ્યદેવીને કહ્યું કે તમારા પ્રભાવથી એ રાજા થયો, ને રાજકન્યા પરણ્યો. પરન્તુ હવે બુદ્ધિ વગર બારીએથી પડીને મરી જશે.

ભાગ્યદેવી હસી પડયાં. બુદ્ધિદેવીએ ભરવાડને માથે હાથ મૂક્યો. કે તરતજ એક હોંશિયાર રાજકુંવરથી વધારે બુદ્ધિ તેનામાં આવી. તરતજ તે નીચે આવ્યો. દેવળદેવી ને એ મળ્યાં, ને સુખી થયાં; ખાધું, પીધું, ને રાજ કર્યું. કહો કોણ મોટું બુદ્ધિ કે ભાગ્ય ?

❦

# રસીઓ વાલમ.

આબુ પર્વતની વાયવ્ય દિશામાં ઇઓરૂં નામે ગામ હતું. ત્યાં એક બ્રાહ્મણનું જોડું રહેતું હતું. બ્રાહ્મણનું નામ સગુણદેવ, અને સ્ત્રીનું નામ સુવ્રતા. આબુ પર નિલકંઠ મહાદેવનું રૂડું દેવળ. સગુણદેવ દરરોજ નિલકંઠેશ્વરની પૂજા કરે, અભિષેક કરે ને પૂજાની અંતે મહાદેવજી પાસે એક પુત્ર માગે. કેટલાં એ વર્ષો આ પ્રમાણે સગુણનાં તપ થયાં. શંકર પ્રસન્ન થયા. ને વૃદ્ધાવસ્થામાં તેને ત્યાં પુત્ર જન્મ્યો.

ઇઓરાની ભાગોળે કોઈ મહાન અબધૂત યોગીએ આવી મુકામ કર્યો. યોગી મહાન્ વિદ્વાન. દરરોજ સગુણ બ્રાહ્મણ એ યોગીને પોતાને ત્યાંથી ખાવાનું આપી

આવે, ને નવરાશના સમયે વૃદ્ધ સગુણદેવ પોતાના નાના પુત્રને લઈ, યોગીરાજ પાસે જઇને બેસે, ને ધર્મ-શાસ્ત્રની વાતોના ખુલાસા પૂછે.

શંકરનો આપેલો. સગુણદેવનો નાનો બાળક, તેના રૂપમાં કંઈ ખામી હોય ?

એક દિવસ સગુણના બાળકને જોઈ યોગી બોલ્યા. આ બાળકનું નામ પાડ્યું છે ? સગુણ કહે, ના બાપજી. આપ કહો તે નામ રાખું. યોગીએ કહ્યું, આ બાળક બહુ વિદ્વાન થશે, એનું નામ રસિઓ વાલમ રાખવું.

રસીઓ વાલમ એટલો બધો રૂપાળો, કે એને જોઈ દુશ્મનને પણ વ્હાલ આવે. રસીઓ વાલમ તો ચંદ્રની કળાની પેઠે, દિવસે દિવસે મોટો થવા લાગ્યો. તે ત્રણ વર્ષનો થયો.

એક વખત ઇઓરામાં કોલેરાનો રોગ ચાલ્યો, ને રસીઆનાં માતાપિતા એ રોગનો ભોગ થઈ પડ્યાં. બન્ને જણ મરી ગયાં. ગામમાં બ્રાહ્મણનું બીજું ઘર જ નહિ, તેમજ સગુણદેવનું કોઈ સગું વ્હાલું નહિ. હવે રસીઆ વાલમનું શું થાય ?

ગામના ડાહ્યા ડાહ્યા લોક ભેગા થયા. રસીઆને તેડી, ગામની ભાગોળે યોગી મહારાજ હતા, ત્યાં ગયા. તેમના ચરણમાં રસીઆ વાલમને મૂકીને, મહારાજને વિનંતી કરી, કે આ નિરાધાર બ્રાહ્મણ બાળક, આજથી આપને ખોળે છે. પેટના બાળક પ્રમાણે રસીઆ વાલમને યોગીએ રાખ્યો.

રસીઓ વાલમ સાત વર્ષનો થયો. યોગી મહારાજે તેને જનોઈ દીધું, બ્રહ્મચારી બનાવ્યો. પોતે રસીયાને ભણાવવા લાગ્યા.

× × × ×

વખતને જતાં કંઇ વાર લાગે છે ! રસીઓ વાલમ વીસ વર્ષનો યુવાન થયો. ભણીને તૈયાર થયો. એના જેવો બીજો વિદ્વાન ન મળે, જ્યોતિષવિદ્યામાં એ બહુ જબરો. એનાં વચન ખોટાં ન પડે. આજુબાજુના રાજા રજવાડાઓમાંથી એને આમંત્રણ આવે. કેટલાએ રાજાઓ તરફથી વર્ષાસન આવે. પરન્તુ, રસીઆ વાલમને એવી ટેક, કે કોઈના આગળ હાથ ન ધરે. કોઈની પાસે માગે નહિ. આબુનાં અર્બુદાદેવી રસીઆ

વાલમને પૂરાં મદદગાર હતાં. દેવી તેની પૂજાથી પ્રસન્ન હતાં.

યોગી મહારાજે દેહ છોડી દીધો, અને રસીઓ એકલોજ રહ્યો. હવે તો એ ઘણે ભાગે નીલકંઠેશ્વરના દેવળમાંજ રહેતો. એને તો વાઘજેવાં જંગલી પ્રાણીનીએ બીક નહિ. મહાદેવની પૂજા કરે, અને આનંદ કરે.

આબુમાં પરમાર વંશનો એક રાજા,તેને એક કુંવરી. કુંવરીનું રૂપ અજબ હતું. સોળ વર્ષની તેની ઉંમર. મહાદેવનાં દર્શન કરીને જમવાનો એને નિયમ. તે દાસીને સાથે લઈ દરરોજ સવારમાં નિલકંઠ મહાદેવનું પૂજન કરવા જતી.

કુંવરી દર્શન કરવા આવે, તે વખતે રસીઓ વાલમ શંકરની એક ધ્યાનથી પૂજા કરતો હોય. પૂજા પુરી થાય ત્યાં સુધી રાજકન્યા હાથ જોડી, શંકરના સામે ઉભી રહે. પૂજા પુરી થાય ત્યારે તે ઘેર જાય.

ઘણા દિવસો આ પ્રમાણે ગયા. રાજકન્યાનાં રૂપ જોઈ રસીઆ વાલમને રઢ લાગી. રાજકન્યા પણ રસીઆ વાલમને ચ્હાતી હતી. કુંવરીની ઇચ્છા જાણી,

રસીઆ વાલમે તેની સાથે લગ્ન કરવાની ઈચ્છા જણાવી, ને રાજાની પાસે કન્યાની માગણી કરી. કુંવરીની મરજી જાણીને રસીઆ વાલમની માગણી રાજાએ મંજુર રાખી, પરન્તુ રાજકન્યાની માતાને આવો ગરીબ જમાઈ પસંદ ન પડયો. એને તો પોતાની કન્યા કોઈ મોટા રાજાના રાજકુંવર સાથે પરણાવવી હતી. પોતાની દિકરી રાજરાણી થાય, હજારો દાસદાસીઓ તેની તહેનાતમાં હોય, એવા રાજવૈભવને તે ઇચ્છતી હતી. તેથી તેણે ના કહી. રાજાએ રાણીને સમજાવી કે, રસીઓ વાલમ વિદ્વાન બ્રાહ્મણ છે. વળી આપણી કન્યા એની સાથે લગ્ન કરવા ખુશી છે. તો શા માટે હઠ કરે છે?

રાણી ખરાબ સ્વભાવની હતી, તેથી બોલી કે, એકજ રાતમાં આબુની તળેટીથી આપણા મહેલ સુધી સડક જેવો રસ્તો કરી આપે તો, મારી કન્યા એને પરણાવું. રાજાએ રસીઆ વાલમને આ શરત કહી સંભળાવી. તેણે તે કબુલ રાખી, ને અર્બુદા દેવીને દેવળે ગયો. પૂજા કરી માતાને પ્રસન્ન કર્યાં. દેવીને પોતાની મુશ્કેલી જણાવી. દેવીએ પોતાની દૈવી-

શક્તિથી, એકજ રાતમાં નીચેથી ઉપર સુધી અઢાર માઇલનો રસ્તો બાંધી આપ્યો.

સવાર થયું, ને રાણીએ જોયું, તો રસ્તો તૈયાર દીઠો. તેથી બોલી. અહીં પાણીનો ત્રાસ છે, માટે એક જ રાતમાં, એટલે પરોઢીએ કૂકડો બોલે ત્યાં સુધીમાં ફક્ત નખ વડેજ એક તળાવ ખોદી આપો, તો કન્યા પરણાવું. રસીઓ વાલમ આ આકરી શરત પણ કબુલ રાખીને માતાજી પાસે ગયો. અર્બુદાદેવી કહે, દીકરા શું જોઇએ ? રસીઓ વાલમ કહે માતા એકજ રાતમાં નખથી તળાવ તૈયાર કરવાનું છે. દેવી કહે જા, સુખેથી સૂઈ જા. સવારમાં તળાવ તૈયાર થઈ જશે. રસીઓ વાલમ નિરાંતે સૂઈ રહ્યો. દેવીના અનેક દૂતો ગજગજના નખ વધારી કામે લાગ્યા. તળાવ ખોદાવા લાગ્યું, રાણીએ નોકર મોકલી ખબર કઢાવી, તળાવ ખોદાતું જોઇને નોકરે તેને ખબર કહી, કે બા સાહેબ, હજારો માણસો નખ વડે તળાવ ખોદી રહ્યાં છે, ને હવે થોડાજ વખતમાં તળાવનું કામ પૂરું થશે.

રાણીને થયું, કે જો તળાવનું કામ પુરું થશે તો જરૂર કન્યા પરણાવવી પડશે, તેથી તેણે કપટ કર્યું.

રસીઓ વાલમ ઉંઘતો હતો તેની પાસે જઈ રાણીએ કૂ...ક....ડે...કુ કર્યું, રસીઓ વાલમ જાગ્યો. જઇને જુએ તો તળાવનું કામ થોડું બાકી જણાયું. સવાર થવા આવ્યું ને શરત પ્રમાણે કામ નહિ થવાથી પોતે હાર્યો છે એમ સમજી તે મરવા તૈયાર થયો.

મરવા અગાઉ એક વખત રાજકન્યાને મળવાની તેને ઇચ્છા થઈ, અને તેથી તે રાજમહેલે ગયો પરન્તુ કપટી રાણીએ તેને રાજકન્યા જોડે મળવા દીધો નહિ.

વાડકામાં અફીણ ઘોળ્યાં. રસીઓ વાલમ ઝેર પી ગયો. અને હવે ખરેખરો કૂકડો બોલ્યો. રસીઆ વાલમે તપાસ કરી તો સમજાયું કે રાણીએ કપટ કરી અડધી રાતે કૂકડો બોલાવ્યો હતો. તેથી તેને ઘણો જ ક્રોધ ચઢયો, ને મા દિકરી બન્નેને તેણે શાપ દીધો, કે તમે બન્ને પત્થરની મૂર્તિઓ થઇ જાઓ. બાળબ્રહ્મ-ચારીનો શાપ કંઈ મિથ્યા થાય? સવાર થતાંજ રાણી અને રાજકુંવરી પત્થરની મૂર્તિઓ થઈ ગઈ.

શરીરમાં રગેરગે ઝેર વ્યાપી ગયું. રસીઓ વાલમ રાજકન્યાને યાદ કરતો મરી ગયો. રાજાને આ વાતની ખબર પડી ત્યારે તે ઘણો દુ:ખી થયો.

નખથી ખોદાએલું તેથી નખી એવું નામ પડયું. તે તળાવ માઉન્ટ આબુમાં હજીએ છે.

આબુ પર દેલવાડનાં દેવળોથી થોડે દૂર રસીઆ વાલમની અને કુંવારી કન્યાની પત્થરની મૂર્તિઓ સામ સામે હજીએ ઉભી છે. જુગજુગના તાપ,ટાઢ, અને વરસાદની ઝડીઓ ઝીલતો એ વીર રસીઓ વાલમ. હાથમાં ઝેરનો વાડકો લઈ હજીએ કુંવારી કન્યાના સામે જોતો ઉભો છે. રાણીની પત્થરની મૂર્તિ એક પડેલા દેવળમાં છે. લોકો તેના તરફ તીરસ્કાર બતાવી પત્થરા ફેંકે છે.

રસીઆ વાલમની જગામાં એક ' મોજી બાવા ' રહે છે. તેમને પૂછતાં કહે છે કે રસીઓ વાલમ અને કુંવારી કન્યા એ શંકર પાર્વતીનો અવતાર છે.

❦

# ચતુરની ચતુરાઈ.

કોઇ એક શહેરમાં એક પૈસાદાર સુથાર રહેતો હતો. સુથારને કંઇ છોકરૂં નહતું. તેની ઈચ્છા તીર્થયાત્રાએ જવાની થઇ, તેની પાસે ઘણા રૂપિયા હતા, તે ઘરમાં મૂકીને જાય, તો ચોર લઈ જાય. તેથી કોઇ વિશ્વાસુ માણસને ત્યાં, ધન મૂકવાનો વિચાર કર્યો.

ગામમાં જીવરાજ નામનો એક વાણીઓ, તેના પર સુથારને વિશ્વાસ આવ્યો, તેથી રૂપિયાની કોથળી ભરી તે જીવરાજને ત્યાં ગયો, ને કહ્યું, "શેઠ ! હું જાત્રાએ જવાનો છું. માટે મારૂં આટલું ધન તમારે ત્યાં રાખો." હું આવીશ ત્યારે લઇ જઈશ. જીવરાજ શેઠે પહેલાં તો ના કહી. પરન્તુ સુથારે ઘણું કહ્યું, ત્યારે હા કહી. સુથાર દુકાનમાં બેઠો ને શેઠની સાથે વાતો કરવા લાગ્યો. એવામાં એક સાધુ 'જય સીતારામજીકી' એમ કહેતો શેઠની દુકાને આવ્યો. શેઠ બહુજ કંજુસ હતા, કોઈને

ચપટી લોટ પણ આપતા નહિ. અને આજે થાળી ભરીને લોટ સાધુને આપ્યો. બે જણ ખાય તેટલો આટો એકજ ઘેરથી મળ્યો, તેથી સાધુ બીજે માગવા ન જતાં ગુરુ પાસે આવ્યો. ગુરુએ પૂછયું કે કેમ વહેલો આવ્યો ? સાધુએ બધી વાત કહી. એટલે ગુરૂ બોલ્યો, જા, જલદી પાછો જા. ' એ કંજુસનો લોટ પાછો આપી આવ " એ કોઇને કંઇ આપે નહિ, અને આજ તને આટલો બધો લોટ આપ્યો, માટે નક્કી કંઈ પાપ હાથમાં આવી હશે. કોઈનો માલ પચાવી પડવાનો લાગ મળ્યો હશે, તેની ખુશાલીમાં તને વધારે આટો આપ્યો જણાય છે.

પેલો સાધુ તરત પાછો આવ્યો, પોતાના ગુરૂએ કહેલા શબ્દો કહીને, લોટ પાછો આપી ચાલતો થયો.

દુકાનમાં બેઠેલા સુથારને જીવરાજ શેઠ કરતાં પેલા ગુરૂ પર વધારે શ્રદ્ધા થઈ. તેથી તે રૂપિયાની કોથળી ઉપાડી ગુરુની પાસે ગયો.

' જય સીતારામ ' કહી સુથાર મોટા બાવાજીને પગે લાગ્યો. ગુરુ કહે " બચ્ચા ! જેસીયારામ "

રૂપિયાની કોથળી બાવાજી આગળ મૂકી. સુથારે પોતાને જાત્રાએ જવાની વાત કહી. આ રૂપિયા હું

આવીશ ત્યારે લઈ જઈશ, બીજા લોક કરતાં તમે સંત મહારાજ છો, માટે તમારા પર મને બહુ શ્રદ્ધા છે. ગુરૂજીએ ઉપરથી ના કહી. પરન્તુ મનમાં બહુ ખુશી થયા. સુથારે ઘણી આજીજી કરી, ત્યારે ગુરૂજી બોલ્યા, તને નારાજ કરવો એ ઠીક નથી. બાકી આ નાપાક ચીજને અમે સંતલોક હાથ અડકાડતા નથી.

જા! પેલી જગાએ ખાડો કરી, તારે હાથેજ આ રૂપિયા તેમાં દાટી દે. જ્યારે આવે ત્યારે કાઢી લેજે.

મંદિરના એક ખુણામાં સુથારે રૂપિયા દાટયા, ને બીજે દિવસે જાત્રાએ ગયો.

સુથારના ગયા પછી. ગુરૂજીએ તરત જ બધા રૂપિયા કાઢી લીધા.

× × × ×

છ મહીના પછી, સુથાર જાત્રા કરીને આવ્યો. મંદિરમાં જઈ, ગુરૂજી પાસે રૂપિયા માગ્યા.

ગુરૂજી રૂપિયાની વાત સાંભળી, તેને ધમકાવવા લાગ્યા. "અરે મૂર્ખ! દુષ્ટ! અમને સાધુ લોકને ચોરી ચઢાવે છે! સાધુલોક તો સોના, ચાંદી, રૂપિયા, પૈસાને ઠોકરે મારે છે, જા ચોર નીકલ મંદિર મેંસેં"

ઘણાલોક એકઠા થઇ ગયા. બાવાજીનો પક્ષ લઈ, સુથારને ઠપકો દેવા લાગ્યા. બિચારો સુથાર લાચાર થઈને ઘેર ગયો. તેની પાડોશમાં એક ચતુરભાઈ પટેલ રહેતા હતા સુથારે ચતુરભાઇને બધી વાત કરી. ચતુર-ભાઈ કહે. ભાઈ તમે ચિન્તા કરશો નહિ. કાલે દશ વાગે તમારા રૂપિયા તમને મળશે.

આવતી કાલે તમે દશ વાગે સાધુ પાસે જઈ રૂપિયા માગજો ! એટલે તરત તે આપી દેશે. ચતુર-ભાઈનાં વચનોથી ખુશ થતો સુથાર પોતાને ઘેર ગયો.

બીજે દીવસે સવારમાં, પૈસાની એક થેલી ભરી, ચતુરભાઇ ગુરૂજીના મંદિરે ગયા. થેલી મહારાજ આગળ મૂકી. ગળગળા સાદે તે બોલ્યા, "મહારાજ ! મારો એકનો એક દિકરો આજ આઠ દિવસથી નાસી ગયો છે. ઘણી તપાસ કરાવી પણ જડતો નથી. તેથી કાલે હું એને શોધવા જવાનો છું. સુનું ઘર મૂકીને જાઉં, અને કોઇ મારૂં ધન લઇ જાય તો હું શું કરૂ ! માટે આ હજાર સોના મહોરો આપ રાખો. મને આપના પર પૂર્ણ વિશ્વાસ છે, આવીશ ત્યારે લઈ જઇશ.

હજાર સોનામહોરો સાંભળી, સાધુ તો ખૂશખૂશ

થઈ ગયો. એટલામાં પેલો સુથાર આવ્યો, અને રૂપિયા માગ્યા.

ગુરૂજી સમજ્યા, કે જો આ સુથારને રૂપિયાની ના કહીશ તો. આ એક હજાર સોનામહોરો જશે, તેથી જે ઠેકાણે તેમણે રૂપિયા દાટ્યા હતા. તે ઠેકાણું બતાવી, ગુરૂજી બોલ્યા. " તમારા રૂપિયા પેલી જગાએથી ખોદી લો." સુથારે જમીન ખોદી રૂપિયાની થેલી લીધી ને ઘર તરફ ચાલતો થયો.

એવામાં એક માણસ દોડતો મંદિરમાં આવ્યો, ને બોલ્યો, ' ચતુરભાઈ ! તમારો દીકરો ઘેર આવ્યો છે. તમારી રાહ જોઇને ઉભો છે. માટે ચાલો." ચતુરભાઈ કહે, શ્રીરામજીએ કૃપા કરી. છોકરો ઘેર આવ્યો, એટલે હવે મારે તેને ખોળવા જવું નહિ પડે, એમ કહી. પૈસાની થેલી લઈ, મહારાજને ' જય રામજી ' કરી ચાલતા થયા.

મહારાજ તો વીલે મોઢે જોઇજ રહ્યા. મહોરો રૂપિયાને લઈ ગઈ.

સમાપ્ત

# સચિત્ર મોતીનાં તોરણ ભાગ ૧-૨

## ભાગ ૧ લો તોરણ વિભાગ: ભાગ ૨ જો પડદા વિભાગ

જેમાં સહેલાઇથી ઘેર બેઠાં ભરી શકાય એવા તોરણ તથા પડદાના નમુનાઓ છે તથા મોતીનો દાણે દાણો ગણી શકાય તેટલા સફાઇદાર, જોતાંજ મનરંજન થાય તેવા આર્ટ પેપર ઉપર છાપેલાં ફુલ વેલ, પશુ, પક્ષી, ગુજરાતી અંગ્રેજી સ્વાગતસૂચક શબ્દો, દેવદેવીઓ અને કળાનાં મનોહર ચિત્રો છે; અને તે ભરવાની સંપૂર્ણ અને સરળ માહિતી આપેલી છે.

આ પુસ્તકની પ્રશંસા નામાંકિત બ્હેનો, દરેક દૈનિક, અઠવાડિક, માસિક પત્રો અને કળાના જાણકારોએ કરી છે. કળા પ્રેમી અને તોરણ ભરનાર બ્હેનોને પુસ્તક જોતાં જ હાથમાંથી મૂકવાનું મન થશે નહિ, એટલું તે સુંદર છે મુખ પૃષ્ટ પર પ્રખ્યાત કળાકાર **રવિશંકર રાવળ**ની પીંછીથી દોરેલું વિષય-સુચક સુશોભિત ચિત્ર છે. છતાં કિં. માત્ર દરેક ભાગનો રૂા. ૧) એક રાખેલ છે. પોસ્ટેજ જુદું.

**લખો:-કરસનજી જીવરાજ મોતીવાળા એન્ડ કું.**

ઢીકવા ચોકી, **અમદાવાદ.**

